# गुजराती व्याकरणनां मूळतत्व.

પદચ્છેદને લગતા

## ઉપયોગી સૂચના તથા મનોયત્ન સાથે.



ઍંગ્લો વર્નાક્યુલર (અંગ્રેજી-ગુજરાતી) નિશાળના
વિદ્યાર્થી તથા સેકન્ડ અને થર્ડ ગ્રેડ
પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ
પરીક્ષાના ઉમેદવારોના
ઉપયોગને સારૂ.



રચનાર
ભગવાન શિવશંકર ભટ્ટ,
આસિસ્ટન્ટ શિક્ષક, મિશન હાઈ સ્કૂલ, સુરત.



સુરતઃ
આઈરિશ મિશન છાપખાનામાં છપાયાં.
૧૮૮૯.

કિંમત ૮ આના.

# પ્રસ્તાવના.



ગુજરાતીમાં ચોથા પાંચમા ધોરણમાં સાધારણ રીતે જોઇએ તેટલું જ્ઞાન આપવાને હોપવ્યાકરણ યથાયોગ્ય છે. પરંતુ એટલે સુધી શીખી અંગ્રેજીમાં દાખલ થનાર વિદ્યાર્થીને માટે એ ભાષામાં સ્હેલથી પ્રવેશ કરાવે એવી પદ્ધતિનું કોઇ વ્યાકરણ હોય તો વધારે અનુકૂળ થઇ પડે. એવી પ્રતિનું ટેલર સાહેબે પ્રથમ મ્હોટું અને પછી એક લઘુ વ્યાકરણ ખરા આગ્રહથી લખ્યું. એની રચના કંઇક ગુંચવાણ ભરેલી અને ભાષા કઠિણ એવું વિદ્યાર્થી વર્ગમાં શરૂથી કહેવાતું આવ્યું છે; તોપણ એ વ્યાકરણ ઘણે ભાગે પૂર્ણ છે એમ સાધારણ રીતે મનાયછે. એ વ્યાકરણ પણ હાલ મળી શકતું નથી; અને પાઠમાળા જેવું પુસ્તક શીખતાં, અંગ્રેજીને અનુસરતા શબ્દના વર્ગોના વિભાગ, વિભક્તિ, ક્રિયાપદના કાળ વગેરે જાણેલાં હોય તો તેમાં સ્હેલથી પ્રવેશ થાય. વળી આવા સાધન વિના વિદ્યાર્થી તેમજ શિક્ષકોને શિખવા શિખવવામાં પડતી અડચણ અને પરીક્ષા વખતે પરીક્ષકોને થતો અસંતોષ, એ બધાંનો એકંદર વિચાર થતાં, 'ગુજરાતી વ્યાકરણનાં મૂળતત્ત્વ' એ નામનો આ લઘુગ્રંથ રચવામાં આવ્યો છે.

ટેલર સાહેબના અને હોપ સાહેબના વ્યાકરણની સહાયતા વિના આ પુસ્તક લખાયું નથી માટે આનું માન

તેમને અને તેમની કૃતિઓને છે; તેમજ રા. હરગોવનદાસ કાંટાવાળા તથા લાલશંકર ઉમયાશંકર એમના વ્યાકરણમાંથી પણ પ્રસંગોપાત સૂચના ઘણી મળી છે.

રચના, ગોઠવણી તથા ઉદ્દેશ—મૂળથી હોપ વ્યાકરણની વ્યાખ્યાઓ વિદ્યાર્થીઓને મ્હોડે ચઢી ગયલી એટલે કેવળ નવી ઢબમાં ન લેતાં, વ્યાખ્યાની રચના ઘણે ભાગે હોપ સાહેબને મળતી રહે એમ પ્રયત્ન કર્યું છે, અને બનતાં સુધી જરૂરના સઘળા સંજ્ઞિક શબ્દોની વ્યાખ્યા આપી, તે સઘળીને સરળ ભાષામાં લખી છે. વિશેષ બાબતો અંગ્રેજીમાં રહેલથી પ્રવેશ કરાવે અને સંસ્કૃતના તેમજ કેટલાક ચાલુ નિયમને બાધ ન આવે એવી રીતે ટેલર સાહેબને અનુસરીને લીધી છે.—શાલોપયોગીના હેતુથી નીચલાં ધોરણોમાં જોઇતી મુખ્ય બાબતો મોટા અક્ષર ( ટાઇપ ) માં રાખી છે; માત્ર રૂપાખ્યાન નાના અક્ષર (ટાઇપ) માં છે. એ શિવાયની બાબતો— અક્ષરવિચારનું વિશેષ વર્ણન, સંધિ, વિભક્તિના વિશેષ અર્થ, કૃદંત અને કાળના વિવિધ ઉપયોગ, સમાસ અને વાક્યવિચાર વગેરે નાના અક્ષરમાં છે તે ઉપલાં ધોરણોને માટે. દરેક વિષય પૂરો થતાં તેને લગતી પદચ્છેદ સંબંધી સૂચનાઓ તેની નીચેજ આપી છે, અને વિભક્તિ, કૃદંત ને કાળના વિવિધ અર્થ ને ઉપયોગ તેના પાઠમાંજ લીધા છે, એવા વિચારથી કે વિદ્યાર્થીઓ સાથે સાથે તે વાંચે કે શિક્ષક જરા તેઓનું ધ્યાન તે તરફ ખેંચે તો વિશેષ લાભ થાય.

શબ્દવ્યુત્પત્તિને માટે રા. નવલરામજીનો વ્યુત્પત્તિપાઠ અને રા. મહીપતરામજીનો વ્યુત્પત્તિપ્રકાશ એ યોગ્ય સાધનો

છે; અને એકલા ધાતુ ને તેના સાધિત શબ્દોના સમૂહ જાણ-વાથી એ જ્ઞાન થતું નથી માટે તે ભાગ વિસ્તારથી લીધો નથી.

પદચ્છેદને લગતી જે જે સૂચના ને ચેતવણી આપેલી છે તે સિદ્ધ થાય એવાં વાક્યો દરેક વિષયને છેડે આપેલા મનો-યત્નમાં લીધાં છે, તે તરફ વિદ્યાર્થીનું ધ્યાન ખેંચવામાં આવે તો પાછળથી પદચ્છેદ કરવામાં ઘણું સરળ થઈ પડે.—ટુંકાણમાં એંગ્લો વર્નાક્યુલર (અંગ્રેજી ગુજરાતી) નિશાળોને માટે સરળ ભાષામાં અને નિયમિત ગોઠવણીવાળું વ્યાકરણ હોવું જોઇએ. તેવું અનુકૂળ વ્યાકરણ આ થાય એ આ પુસ્તક રચવામાં મુખ્ય ઉદ્દેશ છે, અને તે કેટલે દરજ્જે પાર પડ્યો છે તે જોવું એ ઉત્સાહી વિદ્વાન વર્ગનું કામ છે એટલે પૂર્ણ આશા છે કે ન્યૂનતા તથા વિરૂદ્ધપણા વિષેની યોગ્ય સૂચના આપી તેઓ કર્તાને ઉપકૃત કરશે.

સુરત, મિશન હાઈ સ્કૂલ,<br>તા. ૧લી જાનેવારી, સન ૧૮૮૯. } ભ૦ શિ૦ ભટ્ટ.



# અનુક્રમણિકા.

# ગુજરાતી વ્યાકરણનાં મૂળતત્વ.

૧. **ભાષા**—જેવડે માણસ બોલીને કે લખીને પોતાના વિચાર એકબીજાને જણાવેછે તે.

ભાષા બે પ્રકારની હોયછે :— **બોલેલી** ને **લખેલી.**

ભાષા એ શબ્દ સંસ્કૃત भाष्=બોલવું એ ઉપરથી નીકળેલો છે. શરૂઆતમાં માણસ બોલીનેજ પોતાના વિચાર જણાવતા. પણ પાછળથી અક્ષરને લખવાનાં ચિન્હ (નિશાનીઓ) શોધી કાઢવામાં આવ્યાં. ત્યારપછી લખેલીને માટે પણ સાધારણ રીતે ભાષા એજ શબ્દ ચાલ્યો.

મૂળ સંસ્કૃત ભાષા. અને તે ઉપરથી પ્રાકૃત ભાષાઓ થઈ જુદા જુદા ભાગમાં બોલાવા લાગી; એટલે તે ભાગનાં નામ ઉપરથી તેનાં જુદાં જુદાં નામ પડયાં :—ગુજરાતમાં બોલાતી તે **ગુજરાતી ભાષા**; મહારાષ્ટ્ર કે દક્ષિણમાં બોલાતી તે મરાઠી કે દક્ષણી ભાષા; બંગાળામાં બોલાતી તે બંગાળી ઈત્યાદિ.

૨. **વ્યાકરણ**[૧]—શુદ્ધ બોલવાના તથા લખવાના નિયમ વિષેનું શાસ્ત્ર.

ભાષાના નિયમનું જે પુસ્તક તે પણ **વ્યાકરણ** કહેવાય.

૩. વ્યાકરણ ત્રણ પ્રકારનાં હોઈ શકે—**સાન્વય, સાધારણ** અને **અસાધારણ.**

---

૧ વ્યાકરણ (વિ + આ + કરણ—'वि' વિશેષપણાનો અર્થ દેખાડનાર ને 'आ' મર્યાદાનો અર્થ દેખાડનાર ઉપસર્ગ છે; અને કરણ (સં. कृ=કરવું ઉપરથી નિકળેલું એક કૃદંત રૂપ) એટલે કરનાર) ભાષાના નિયમવિષે વિશેષ હદ શોધી દેખાડનાર શાસ્ત્ર.

૧. **સાન્વય વ્યા૦**—જુદી જુદી ભાષાઓનું મળતાપણું અને જુદાપણું બતાવે એવા નિયમ જેમાં આપેલા હોય તે.

૨. **સાધારણ વ્યા૦**—બધી ભાષાઓને સરખી રીતે લાગુ પડે એવા નિયમ જેમાં આપેલા હોય તે.

૩. **અસાધારણ વ્યા૦**—એક અમુક ભાષાના નિયમ જેમાં આપેલા હોય તે. માટે ગુજરાતી ભાષાનું વ્યાકરણ તે અસાધારણ વ્યાકરણ કહેવાય.

૪. પ્રત્યેક ભાષાનું મુખ્ય સાધન અક્ષર છે.

૫. **અક્ષર**—માણસના વાણીસ્થાનથી થતાં મૂળ સ્પષ્ટ ઉચ્ચારણ. પ્રત્યેક ઉચ્ચારણને લખી બતાવવાના ચિન્હને પણ અક્ષર કહેછે. આને વર્ણ* કહેવો એ વધારે યોગ્ય છે.

૬. અક્ષરથી શબ્દ બનેછે.

૭. **શબ્દ**—એક કે વધારે અક્ષર મળ્યાથી કંઈ અર્થ સમજાય તેને શબ્દ કહીએ.

૮. શબ્દોવડે વાક્ય બનેછે.

૯. **વાક્ય**—એક કે વધારે શબ્દો મળ્યાથી માણસના મનનો કંઈ પૂર્ણ વિચાર સમજાય તો તેને વાક્ય કહેવું.

૧૦. આ પ્રમાણે ભાષામાં અક્ષર, શબ્દ ને વાક્ય એ ત્રણ મુખ્ય છે; તે ઉપરથી વ્યાકરણના ત્રણ મોટા ભાગ થઇ શકે—**અક્ષરવિચાર (વિન્યાસ)**[1], **શબ્દવિચાર** અને **વાક્યવિચાર**.

કેટલાએક વૈયાકરણીઓ **કવિતાવિચાર** (પિંગળ, પદ્યબંધ કે છંદશાસ્ત્ર) એને એક ચોથો ભાગ ગણેછે.

---

* વર્ણ (સં. વર્ણ્ = રંગવું ઉપરથી) રંગ—આકૃતિ પામેલા તે—આથી લખવાના ચિન્હ તે વર્ણ. અને અક્ષર (સં. અસ્ = વ્યાપવું) સઘળે (ભાષામાં) વ્યાપક તે.

૧ વિન્યાસ (વિ + નિ + અસ) વિચારયુક્ત ગોઠવણી.

**૧૧. અક્ષરવિચાર**—અક્ષર કેટલા છે, તે કેવી રીતે બોલાય લખાયછે તથા જુદે જુદે ધોરણે તેના કેવી રીતના ભાગ થઈ શકે એ સર્વનો વિચાર જે ભાગમાં આપેલો હોય તે.

**૧૨. શબ્દવિચાર**—શબ્દના કેટલા વર્ગ પડેછે તથા તેનાં કેવી રીતે રૂપાખ્યાપન ઇત્યાદિ થાયછે એ સર્વનો વિચાર જે ભાગમાં આપેલો હોય તે.

**૧૩. વાક્યવિચાર**—વાક્યમાં જુદે જુદે અર્થે શબ્દો કેવી રીતે ગોઠવવા તથા તેના અન્વય ૧ અધિકાર ૨ ઇત્યાદિનો વિચાર જે ભાગમાં ચલાવેલો હોય તે.

---

## અક્ષરવિચાર.

**૧૪.** અક્ષરના પ્રકાર બે છે—**મૂળાક્ષર** ને **જોડાક્ષર** (**યુક્તાક્ષર**)

**૧૫. મૂળાક્ષર**—મૂળ અક્ષર જેની સાથે બીજો કોઈ અક્ષર મળેલો ન હોય તે. મૂળાક્ષરને સાધારણ રીતે અક્ષર કહેછે.

આ મૂળ અક્ષરના સમૂહને પણ **મૂળાક્ષર** કહેછે. એને **અક્ષરમાળા** એવું નામ આપી શકાય. એના પહેલા અક્ષરના નામ ઉપરથી એને **કક્કો** પણ કહેછે.

લખવાનાં ચિન્હો તે પણ **મૂળાક્ષર**; અને એને **વર્ણમાળા** કહેવાય. ગુજરાતીમાં જે મૂળાક્ષર છે તે સંસ્કૃત મૂળાક્ષરમાં કંઇ ફેરફાર કરવાથી થયલા છે.

**૧૬.** ગુજરાતી ભાષા લખવામાં બે **લિપિ** (લખવાની રીતિ) ચાલેછે.—**ગુજરાતી** અને **બાળબોધ** કે **દેવનગરી**.

**૧૭.** ગુજરાતીમાં સાધારણ રીતે મૂળાક્ષર ૪૮ ગણાયછે.

---

૧ અન્વય (અનુ=પછી અય=આવવું, તે ઇ=જવું ઉપરથી) પાછળ જવું, કોને કોની સાથે કેવી રીતનો સંબંધ એ બતાવવું તે.

૨ અધિકાર (અધિ=ઉપર, કાર કૃ=કરવું ઉપરથી) સત્તા, વાક્યમાં સત્તા.

ગુજરાતી.

ક ખ ગ ઘ ઙ, ચ છ જ ઝ ઞ, ટ ઠ ડ ઢ ણ, ત થ દ ધ ન,
પ ફ બ ભ મ, ય ર લ વ ળ* શ ષ સ હ ક્ષ જ્ઞ.
અ આ ઇ ઈ ઉ ઊ એ ઐ ઓ ઔ અં અઃ

બાળબોધ.

क ख ग घ ङ, च छ ज झ ञ, ट ठ ड ढ ण, त थ
द ध न, प फ ब भ म, य र ल व ळ श ष स ह क्ष ज्ञ.
अ आ इ ई उ ऊ ए ऐ ओ औ अं अः

૧૮. આ ૪૮ માંથી ક્ષ, જ્ઞ, બે જોડાક્ષર અને અં, અઃ એ ચાર (આગળ સ્વર અને વ્યંજનના પાઠમાં બતાવીશું તે પ્રમાણે) કાઢી નાંખિયે ને ઋ સ્વર ઉમેરિયે તો ખરા મૂળાક્ષર ૪૫ થાય.

**૧૯. મૂળાક્ષરના ભેદ બે છે. સ્વર અને વ્યંજન.**

**સ્વર.**

૨૦. **સ્વર**—જેનો ઉચ્ચાર બીજાની મદદવિના સ્પષ્ટ થાયછે, અને ગમે એટલો લંબાવ્યો હોય તો એકસરખોજ રહેછે તે. સાધારણ રીતે ૧૨ સ્વર ગણેછે પણ 'ઋ' ઉમેરીએ એટલે ૧૩ † થાય.

ગુજરાતી લિપિ—અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, એ, ઐ, ઓ, ઔ, અં, અઃ.

બાળબોધ લિ૦—अ, आ, इ, ई, उ, ऊ, ऋ, ए, ऐ, ओ, औ अं अः

---

*સંસ્કૃતમાં ળ નથી પણ ગુજરાતીમાં લ નો જરા કોમળ ઉચ્ચાર થઈ એ રૂપ ચાલુ થઈ ગયું છે.

† ગુજરાતીમાં ઋ ને બદલે રૂ વાપરતા તેથી એને સ્વરમાં ગણ્યો ન હોય પણ, પૃથ્વિ, ઋષિ, અમૃત, વૃત્ત, આવા શુદ્ધ સંસ્કૃત શબ્દો વાંચતાં એમાં ઋ સ્વર છે એવું ભાન છોકરાને થવું અવશ્ય છે માટે એને પ્રથમથીજ સ્વરની સંખ્યામાં લીધો છે.

૨૧. સંસ્કૃતમાં ૧૪ સ્વર છે—अ, आ, इ, ई, उ, ऊ, ऋ, ॠ, ऌ, ॡ, ए, ऐ, ओ, औ, તેમાંથી ॠ, ऌ, ॡ ગુજરાતીમાં વપરાતા નથી. તેમજ अं, अः* એને અનુસ્વાર અને વિસર્ગના રૂપ દેખાડવાને ગુજરાતીમાં જુદા સ્વર જેવા ગણ્યા છે, તે ન ગણીએ એટલે ખરા સ્વર ૧૧ થાય.—અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, એ, ઐ, ઓ ઔ.

૨૨. અનુસ્વાર.—અનુનાસિક (નાકમાંથી થતો) ઉચ્ચાર બતાવવાને સ્વરને માથે જે બિંદુ(·) મુકવામાં આવેછે તે.

૨૩. વિસર્ગ—કોઈ સ્વરની આગળ હકાર જેવો થડકવાળો ઉચ્ચાર બતાવવાને જે બે બિંદુઓ (:) લખવામાં આવેછે તે.

## સ્વરોના વિભાગ.

૨૪. સ્વરના વિભાગ ત્રણ છે:—હ્રસ્વ, દીર્ઘ, સંધિસ્વર.

૧. હ્રસ્વ સ્વ૦—જે બોલવામાં ટુંકા છે તે. અ, ઇ, ઉ, ઋ. આ ચાર હ્રસ્વ સ્વર છે. એને મૂળ સ્વરમાં ગણેલા છે. કારણ કે બીજા સ્વરો એ ઉપરથી થયલા છે. કવિતામાં એની એક માત્રા ગણાયછે અને એને લઘુ કહેછે.

૨. દીર્ઘસ્વ૦—જે બોલવામાં લાંબા છે તે.—આ, ઈ, ઊ, આ ત્રણ દીર્ઘસ્વર છે. એને બોલતાં હ્રસ્વ સ્વર કરતાં બેવડો વખત જોઇએછે, કારણકે એ હ્રસ્વસ્વર બેવડચાથી થાયછે:— અ + અ = આ, ઇ + ઇ = ઈ, ઉ + ઉ = ઊ. કવિતામાં એની બે માત્રા ગણાયછે, અને એને ગુરૂ કહેછે.

---

* અનુસ્વાર અને વિસર્ગ કોઈ પણ સ્વરની સાથે આવે જેમ—આંક, ઈંદા, ઊંધા, દુ:ખ ઇ. માટે અં, અઃ એ જુદા સ્વર ગણાય નહિ.

૩. સંધિસ્વર૦—કોઈ બે અસવર્ણસ્વર મળીને એક નવો સ્વર થયલો તે—એ, ઐ, ઓ, ઔ, એને બોલતાં પણ હ્રસ્વ કરતાં બેવડો વખત જોઈએ, તો પણ બે વિજાતીય (જુદી જાતના) સ્વર મળીને નવાં રૂપ થયલાં, માટે એને દીર્ઘ ન કહેતાં સંધિસ્વર કહેછે (સંધિપ્રકરણ જોવું). જેમકે— અ + ઇ=એ, અ + એ=ઐ, અ+ ઉ = ઓ, અ+ ઓ = ઔ. કવિતામાં એની પણ બે માત્રા લેવાયછે, અને એને ગુરૂમાંજ ગણ્યુંછે.

૪. ગાતાં, રોતાં, પોકારતાં બે કરતાં વધારે માત્રા થાય એવી રીતે સ્વરને લંબાવવામાં આવે તેવા લાંબા ઉચ્ચારને પ્લુત કહેછે.

## વ્યંજન.

૨૫. વ્યંજન—જેનો ઉચ્ચાર સ્વરની સહાયતાવિના સ્પષ્ટ થતો નથી તે. ગુજરાતીમાં વ્યંજન ૩૪ છે.

ગુજરાતી લિપિ.—ક્, ખ્, ગ્, ઘ્, ઙ્, ચ્, છ્, જ્, ઝ્, ઞ્, ટ્, ઠ્, ડ્, ઢ્, ણ્, ત્, થ્, દ્, ધ્, ન્, પ્, ફ્, બ્, ભ્, મ્, ય્, ર્, લ્, વ્, શ્, ષ્, સ્, હ્, ળ્.

બાળબોધ લિપિ.—क्, ख्, ग्, घ्, ङ्, च्, छ्, ज्, झ्, ञ्, ट्, ठ्, ड्, ढ्, ण्, त्, थ्, द्, ध्, न्, प्, फ्, ब्, भ्, म्, य्, र्, ल्, व्, श्, ष्, स्, ह्, ळ्.

क्ष, ज्ञ, એના અંગ (ભાગ) જુદા જુદા ન જણાવાથી એ મૂળ વ્યંજનમાં ગણાઈ જાય, તેથી સાધારણ રીતે ૩૬ વ્યંજન ગણેછે; પણ ખરૂં જોતાં 'ક્' ને 'ષ' મળીને 'ક્ષ' અને 'જ્' ને 'ઞ' મળીને ज्ञ થયલો છે. માટે એને જોડાક્ષરમાં ગણવા.

૨૬. 'અ' અનુષંગી[1].—કોઈપણ વ્યંજનનો ઉચ્ચાર કરતાં છેડે જે 'અ' સંભળાયછે તેને 'અ' અનુષંગી એવી

---

૧ અનુષંગી (अनु + संगी, अनु=પછી, संगी=सं=સાથે—गम्=જવું) સાથે જનાર,–સાથે વળગી રહેનાર.

સંજ્ઞા આપેલી છે. કેવળ વ્યંજન બોલાય નહિ, પણ ઉપર લિપિમાં બતાવ્યા પ્રમાણે લખી દેખાડાય ખરા.

૨૭. **હલ્ અથવા વ્યંજનચિન્હ**—કોઈપણ વ્યંજનમાં 'અ' અનુષંગી ભળેલો નથી એટલે ખરો વ્યંજન છે એમ દેખાડવું હોય તો નીચે ્ આવું ચિન્હ કરી જોડીએછીએ તેને વ્યંજનચિન્હ કે હલ્ કહેછે.

## મૂળાક્ષરોનાં વાણીસ્થાન.

૨૮. **વાણીસ્થાન**—મ્હોંનાં જે જુદાં જુદાં સ્થાનને સ્પર્શ થવાથી મૂળાક્ષરોના સ્પષ્ટ ઉચ્ચાર થાયછે તેને વાણીસ્થાન કહેછે. મુખ્ય વાણીસ્થાન ૫ છે.— **કંઠ**, **તાળુ** (તાળવું), **મુર્ધા**, (મ્હોંમાં ઉપર તાળવાની સાથેનો ભાગ), **દંત** (દાંત), અને **ઓષ્ઠ** (હોઠ).

૨૯. ક થી મ સુધી પેહેલા પચ્ચીશ વ્યંજન અનુક્રમે એક એક સ્થાનમાં પાંચ પાંચ આવેછે; એને **સવર્ગીય** કહેછે. બાકીના નવ **અવર્ગીય** છે તે પણ નીચે પ્રમાણે સ્થાનમાં લાવી શકાય.

## સ્થાન પ્રમાણે અક્ષરોનું કોષ્ટક.

| | વ્યંજન. | | સ્વર. |
|---|---|---|---|
| કંઠસ્થાની— | ક્, ખ્, ગ્, ઘ્, ઙ્, | હ્, | અ, આ. |
| તાળુસ્થાની— | ચ્, છ્, જ્, ઝ્, ઞ્, | ય્, શ્, | ઇ, ઈ. |
| મુર્દ્ધાસ્થાની— | ટ્, ઠ્, ડ્, ઢ્ ણ્, | ળ્, ર્, ષ્. | ઋ. |
| દંતસ્થાની— | ત્, થ્, દ્, ધ્, ન્, | લ્, સ્. | |
| ઓષ્ઠસ્થાની— | પ્, ફ્, બ્, ભ્, મ્, | વ* (દંતોષ્ઠ્ય) | ઉ, ઊ. |

સ્વર પણ મૂળાક્ષર એટલે ઉપર પ્રમાણે સ્થાનમાં આવી શકે. મૂળસ્વર અ, ઈ, ઋ (લૃ), ઉ, અને દીર્ઘસ્વર એને લંબાવવાથી

* વ નો ઉચ્ચાર ઘણે ભાગે ઉપલા દાંત નીચલા હોઠની સાથે અડકવાથી થાયછે, માટે એ **દંતોષ્ઠ્ય**.

થયલા માટે અનુક્રમે દરેક સ્થાનમાં અક્કેકો આવે. પણ સંધિસ્વર એ વિજાતીય સ્વર મળીને થયલા, તેથી તેના ભાગના સ્થાન ઉપરથી બબ્બે સ્થાનના કહેવાય; એ, ઐ, એ કંઠતાળવ્ય અને ઓ, ઔ, એ કંઠોષ્ઠ્ય.

## સવર્ણ અને અસવર્ણ અક્ષર.

૩૦. **સવર્ણ અક્ષર.**—એકજ સ્થાનથી બોલાતા અક્ષરો અરસપરસ **સવર્ણ** કે **સજાતીય** કહેવાય.

૩૧. **અસવર્ણ અક્ષર.**—જુદા જુદા સ્થાનના અક્ષરો અરસપરસ **અસવર્ણ** કે **વિજાતીય** કહેવાય, જેમકે સ્થાનના કોષ્ટકમાં એક એક આડી લીટીમાંના બધા અક્ષરો એકબીજાના સવર્ણ છે; પણ ઉભી લીટીમાં લઈએ તો એકબીજાને અસવર્ણ કહેવાય.

## વ્યંજનના જુદે જુદે ધોરણે વિભાગ.

૩૨. ઉપર પ્રમાણે સ્થાનને ધોરણે વ્યંજનના પાંચ વિભાગ થાયછે. એ સિવાય ત્રણ જુદે જુદે ધોરણે વ્યંજનના બીજા ત્રણ પ્રકારના વિભાગ પડેછે.

(૧) સ્થાનના સ્પર્શને ધોરણે **સ્પર્શવ્યંજન**[1] અને **અસ્પર્શવ્યંજન** એવા બે ભાગ પડે—

**સ્પર્શવ્યંજન.**—જેનો ઉચ્ચાર થતાં વાણીસ્થાનને બરાબર સ્પર્શ થાયછે તે— **ક** થી **મ** સુધી પેહેલા પચ્ચીશ **સ્પર્શવ્યંજન** છે.

**અસ્પર્શવ્યંજન.**—જેનો ઉચ્ચાર થતાં વાણીસ્થાનને બરાબર સ્પર્શ થતો નથી તે—બાકીના નવ **ય, ર, લ, વ, ળ, શ, ષ, સ, હ** એટલા **અસ્પર્શ** છે; એના ઉચ્ચાર ઉપરથી બે વર્ગ પડેછે. **અંતઃસ્થ**[2] અને **ઉષ્મા**[3].

---

૧ સ્પર્શ=(स्पृश्=અડકવું), ૨ અંતઃસ્થ= (अंतः =મધ્યે, ને स्थ=सं-स्था= રહેવું ઉપરથી-રહેનાર ) મધ્યે રહેનાર. ૩ ઉષ્મા=(उष्=ઉકળવું, બળવું ) જોસવાળા, સુસવાટાજેવા.

**અંતઃસ્થ.**—કોઈ પણ સ્થાનને બરાબર સ્પર્ષ થયાવિના તેના વચલા ભાગમાંથી જે બોલાયછે તે—**ય, ર, લ, વ, ળ,** આ પાંચ અંતઃસ્થ છે. વળી એ વ્યંજન તથા સ્વરની વચ્ચે રહીને વ્યંજન છતાં સ્વરનું કંઇ લક્ષણ દેખાડેછે, માટે એને **અર્દ્ધસ્વર** કહેછે.

**ઉષ્મા.**—સર્પના સુસવાટાજેવો જેનો ઉચ્ચાર થાયછે તે—શ, ષ, સ, હ એટલા ઉષ્મા છે.

(૨.) કોમળ, કઠોર ઉચ્ચારને ધોરણે બે વિભાગ પડેછે—**અઘોષ અને ઘોષ.**

**અઘોષ**—જે છાતીપર દાબ રાખ્યાવગર બોલાયછે તે. આમાં દરેક સ્થાનના પહેલા બે વ્યંજન અને ત્રણ ઉષ્મા આવેછે—**ક, ચ, ટ, ત, પ, ખ, છ, ઠ, થ, ફ, શ, ષ, સ.** એને **કઠોર** કે **વિવાર** પણ કહેછે.

**ઘોષ**—જે છાતીપર દાબ રાખીને બોલાયછે તે. આમાં દરેક સ્થાનના છેલ્લા ત્રણ વ્યંજન અને અંતઃસ્થ ને હ આવેછે—**ગ, જ, ડ, દ, બ, ઘ, ઝ, ઢ, ધ, ભ, ઙ, ઞ, ણ, ન, મ, ય, ર, લ, વ, ળ, હ.** એને **કોમળ,** કે **સંવાર** પણ કહેછે.

(૩) પ્રાણને ધોરણે **અલ્પપ્રાણી, મહાપ્રાણી,** એવા બે વિભાગ પડેછે. અને જેનો નાકમાંથી ઉચ્ચાર થાયછે તેને **અનુનાસિક** કહેછે.

**અલ્પપ્રાણી**—જેને બોલતાં થોડો શ્વાસ ખેંચવો પડેછે તે. આમાં દરેક સ્થાનનો પહેલો ને ત્રીજો અને અંતઃસ્થ આવેછે—**ક, ચ, ટ, ત, પ, ગ, જ, ડ, દ, બ, ય, ર, લ, વ, ળ.**

**મહાપ્રાણી**—જેને બોલતાં વધારે શ્વાસ ખેંચવો પડેછે તે. આમાં દરેક સ્થાનનો બીજો ને ચોથો અને ઉષ્મા આવેછે—**ખ, છ, ઠ, થ, ફ, ઘ, ઝ, ઢ, ધ, ભ, શ, ષ, સ, હ.**

**અનુનાસિક**—જેનો નાકમાંથી ઉચ્ચાર થાયછે તે. આમાં દરેક સ્થાનનો છેલ્લો અક્ષર આવેછે—**ઙ, ઞ, ણ, ન, મ,**

## સ્વરોના સંયુક્તચિન્હ તથા પદ.

**૩૩. સ્વરનાં સંયુક્તચિન્હ**—સ્વરોને કોઈ વ્યંજન સાથે જોડવામાં આખા સ્વર ન જોડતાં તેને માટે જે નિશાનીઓ ઠરાવેલી છે તેને સ્વરોનાં સંયુક્તચિન્હ કહેછે.

| સ્વર | સં૦ ચિન્હ—તેના નામ | | ઉદાહરણ પદ. |
|---|---|---|---|
| અ | ... | જોડાય એટલે વ્યંજન ચિન્હ [જતું રહે | ક્ + અ = ક |
| આ | ા | કાનો | ક્ + આ = કા |
| ઇ | િ | હ્રસ્વ ઇ કે પાછુ કુંડાળી | ક્ + ઇ = કિ |
| ઈ | *ી | દીર્ઘ ઈ કે અળજુ | ક્ + ઈ = કી |
| ઉ | ુ | હ્રસ્વ ઉ કે વરડુ | ક્ + ઉ = કુ |
| ઊ | ૂ | દીર્ઘ ઊ કે નેત્ર | ક્ + ઊ = કૂ |
| ઋ | ૃ | ઋકાર | ક્ + ઋ = કૃ |
| એ | ે | એક માત્ર | ક્ + એ = કે |
| ઐ | ૈ | બે માત્ર | ક્ + ઐ = કૈ |
| ઓ | ો | કાનો માત્ર | ક્ + ઓ = કો |
| ઔ | ૌ | કાનો બે માત્ર | ક્ + ઔ = કૌ |

**૩૪. પદ.**—કોઈ પણ વ્યંજનને સ્વરોના બધાં સંયુક્તચિન્હ અનુક્રમે લગાડી બોલીએ લખીએ તો તે પદ † કહેવાય.

શરૂઆતમાં 'ઋ' ને સ્વરમાં નહિ ગણેલો, અને અં, અ: એને જુદા સ્વર જેવા લઇ એ બાર સ્વરની નિશાનીઓ કોઈ વ્યંજનને લગાડતા, તેથી સાધારણ રીતે પદને બારાખડી (બારાક્ષરી) પણ કહેછે.

---

* 'જ' ને 'ી' જોડવી હોય તો 'જી' લખતા નથી, પણ 'જી' લખેછે; તેમજ ુ, ૂ. જોડતાં 'જુ, જૂ' એમ 'જ' ની સાથે કાનો કાઢી જોડવાનો ચાલ પડી ગયો છે. 'ર' ને 'ુ' જોડતાં 'રૂ' આવી રીતે લખેછે, અને 'ૂ' જોડતાં પણ એજ રૂપ વાપરેછે; પણ દીર્ઘથી જુદો પાડવાને 'રુ' આવી રીતે લખવું જોઈએ.

† આવી રીતે થયલા પદમાંના કોઈ એક અક્ષરને જોડાક્ષર કે સંધિ–અક્ષરથી જુદો ઓળખવાને પદ–અક્ષર એવી સંજ્ઞા અપાય. જો કે યુક્તાક્ષરતો ખરો, કારણ કે બે મૂળાક્ષરો મળીને થયલો.

## જોડાક્ષર.* (યુક્તાક્ષર).

૩૫. જોડાક્ષર.—બે કે વધારે વ્યંજન એવી રીતે જોડાઈ જાય કે તેમની વચ્ચે કોઈ સ્વર રહેતો નથી, ત્યારે તેને જોડાક્ષર કહેછે. છેડે તો સ્વભાવિક રીતે કોઈ સ્વર હોય.—ક્મ, ક્વ, ગ્ન, સ્ત, ગ્ર, ર્ધ.

૩૬. જોડાક્ષર લખવાની રીત.—પહેલા એક કે બે જેટલા હોય તેનો પહેલો અડધો ભાગ અને છેલ્લો વ્યંજન તેના છેડાના સ્વરની સાથે આખો; એ પ્રમાણે જોડીને લખાયછે.

જે વ્યંજનો એવા છે કે બીજાની સાથે જોડવાને તેનો સ્હેલથી ભાગ પડી શકે નહિ, તેમાંના કેટલાક એક એકને અડકતા લખાયછે, અથવા પહેલાને ખોડવાનો ચાલ છે. જેમકે ક્ક, ક્મ, ક્વ, ક્ૂવ, વગેરે.

કોઈવાર પહેલાની નીચે બીજો લખાયછે—ટ્ટ ઠ્ઠ વગેરે.

ર્ ને પૂર્વેના વ્યંજનની સાથે જોડવો હોય તો 'પ, બ, ભ,' એવા છેડે ઉભી લીટીવાળા અક્ષરની સાથે લીટીની પૂર્વ બાંચામાં '/' આવી આડી લીટી કરેછે; જેવા કે પ્ર, બ્ર, ભ્ર, અને ટ ઠ આવા લીટી વગરના અક્ષરની નીચે '‸' આવું ચિન્હ કરેછે—જેમકે ટ્ર ઠ્ર ર્ધ એને રૂકાર કહેછે.

* પદ-અક્ષર, જોડાક્ષર અને સંધિ-અક્ષર, એ ત્રણેમાં બે મૂળાક્ષરો તો જોડાયલા. હવે જોડાક્ષરની વ્યાખ્યા ઉપરથી 'જોડવ્યંજન' એવો અર્થ સિદ્ધ ઠસી બેઠો એટલે આ ત્રણેમાં બે અક્ષર જોડાયલા છતાં એને 'જોડાક્ષર' એ સંજ્ઞા સામાન્ય રીતે અપાય નહિ; તેમજ એનો અરસપરસ ભેદ બતાવાય તો સારૂં. માટે 'યુક્તાક્ષર' એ સામાન્ય સંજ્ઞા રાખી, તેના પેટાવર્ગમાં–'પદ-અક્ષર, જોડાક્ષર ને સંધિઅક્ષર' લઈ એનો ભેદ સારી રીતે બતાવી શકાય.—જેમકે 'દ્ + આ = દા' એ પદ-અક્ષર, 'દ્ + વ = દ્વ' એ જોડાક્ષર, અને 'સદાચાર' એમાંનો 'દા' = (ત્ + આ), અને 'સદ્વચન' એમાંનો 'દ્વ' = (ત્ + વ.) આ બેઉ સંધિ-અક્ષર કહેવાય. (જોવું સંધિપ્રકરણ).

ર્ ને તેની પછીના વ્યંજનની સાથે જોડવો હોય તો તેની ઉપર '  ̓' આવું ચિન્હ કરેછે—જેમકે ર્મ, ર્ત ઇ૦. એને રેફ કહેછે.

શ્ ને કોઈ વ્યંજનની સાથે જોડતાં સ્હેલાઈને માટે 'શ્ર' આવું રૂપ વાપરેછે— શ્ર, શ્વ, શ્ન ઇ૦.

કેટલાક બે રીતે લખાયછે—ક્ર કે ક્ર, ક્ત કે ક્ત.

કેટલાંક બાળબોધનાં રૂપ ચાલેછે. દ્ધ, દ્ય, દ્મ, શ્ચ ઇ૦.

---

## સ્વરના ગુણ તથા વૃદ્ધિ.

૩૭. શબ્દના અર્થમાં ફેરફાર થતાં તેમાં આવેલા સ્વરનું રૂપ બદલાયછે તેને સ્વરના ગુણ તથા વૃદ્ધિ કહેછે.

| મૂળસ્વર | ગુણ | વૃદ્ધિ | ઉદાહરણ. | | |
|---|---|---|---|---|---|
| અ | ... | આ | જનક | ... | જાનકી |
| ઇ | એ | ઐ | વિદ્ | વેદ | વૈદિક |
| ઉ | ઓ | ઔ | બુધ્ | બોધ | બૌધ |
| ઋ | અર્ | આર્ | મૃ | મર | માર |

---

## સંધિપ્રકરણ.

૩૮. **સંધિ**—બે અક્ષર પાસે પાસે આવી એવી રીતે મળી જાય કે તેના મેળાપથી એક નવું રૂપ થાય ત્યારે તેને સંધિ કહેછે.

સંધિપ્રકરણ એ સંસ્કૃત વ્યાકરણનો ભાગ છે. સંસ્કૃતમાં તો સંધિના નિયમ પ્રમાણે વાકયમાં હરકોઈ શબ્દ બીજા શબ્દની સાથે જોડાઈ શકે. પણ ગુજરાતીમાં તે પ્રમાણે થાય નહિ. ગુજરાતી થઇ ગયલા શબ્દોને પણ આ નિયમ લાગુ પાડી ન શકાય. તો પણ ઘણા ખરા શુદ્ધ સંસ્કૃત શબ્દોનું સંધિકાર્ય કરવામાં તેમજ સંધિવાળા શબ્દોને જુદા પાડવાને માટે એના નિયમ જાણવા જરૂરના છે.

૩૯. સંધિના પ્રકાર ૪ છે—**સ્વરસંધિ, અનુસ્વારસંધિ, વિસર્ગસંધિ, વ્યંજનસંધિ.**

## સ્વરસંધિ.

**સ્વરસંધિ.**—બે સ્વરના મળી જવાથી તેમને ઠેકાણે જે રૂપ થાયછે તે.

(૧) **અ** કે **આ**ની પછી કોઈ સવર્ણ સ્વર (અ કે આ) આવે તો, સંધિમાં તે બેઉને ઠેકાણે તેનો **દીર્ઘ (આ)** થાય; કોઈ અસવર્ણ હ્રસ્વ કે દીર્ઘ સ્વર (ઇ, ઈ, ઉ, ઊ, ઋ) આવે તો બેઉને ઠેકાણે પાછલાનો ગુણ મુકાય; અને જો સંધિસ્વર આવે તો **એ** કે **ઐ** આવતાં બેઉને ઠેકાણે '**ઐ**' ને **ઓ** કે **ઔ** આવતાં બેઉને ઠેકાણે **ઔ** થાય.

ઉદાહરણ.*

| | |
|---|---|
| અ કે આ + અ = આ | પરમ + અર્થ=પરમાર્થ, વિદ્યા + અર્થી=વિદ્યાર્થી. |
| ,, ,, ,, આ = આ | દેવ + આલય=દેવાલય, વિદ્યા + આલય=વિદ્યાલય. |
| ,, ,, ,, ઇ-ઈ = એ | હિત + ઈચ્છુ=હિતેચ્છુ, મહા + ઈશ્વર=મહેશ્વર. |
| ,, ,, ,, ઉ-ઊ = ઓ | સૂર્ય + ઉદય= સૂર્યોદય, શાલા + ઉપયોગી=શાલોપયોગી. |
| ,, ,, ,, ઋ = અર્ | પરમ + ઋષિ = પરમર્ષિ, મહા + ઋષિ=મહર્ષિ. |
| ,, ,, ,, એ = ઐ | એક + એક=એકૈક, આત્મા + એકતા=આત્મૈકતા. |
| ,, ,, ,, ઐ = ઐ | પરમ + ઐશ્વર્ય=પરમૈશ્વર્ય, મહા + ઐશ્વર્ય=મહૈશ્વર્ય. |
| ,, ,, ,, ઓ = ઔ | પરમ + ઓઘ=પરમૌઘ. |
| ,, ,, ,, ઔ = ઔ | વન + ઔષધિ=વનૌષધિ. |

(૨) **ઇ** કે **ઈ** ની પછી એનો સવર્ણ (ઇ કે ઈ) આવે તો સંધિમાં બેઉને ઠેકાણે તેનો **દીર્ઘ (ઈ)** મુકાય; અને કોઈ અસવર્ણ સ્વર આવે તો એનો ય્ થઇ પછી પાછળનો સ્વર જોડાયછે.

* ઉદાહરણમાં ગુજરાતીમાં નહિ વપરાતા એવા શબ્દ,—પ્રત્યેક સંધિનો દાખલો આપવા જોઈએ માટે, લેવા પડ્યા છે.

2

| | | | |
|---|---|---|---|
| ઇ કે ઈ + | અ | =(ય્ + અ) ય | અતિ + અંત=અત્યંત. |
| ,, ,, ,, | આ | =(ય્ + આ) યા | ઇતિ + આદિ=ઇત્યાદિ. |
| ,, ,, ,, | ઇ કે ઈ = ઈ | | કવિ + ઈશ્વર=કવીશ્વર. |
| ,, ,, ,, | ઉ | =(ય્ + ઉ) યુ | પ્રતિ + ઉત્તર=પ્રત્યુત્તર. |
| ,, ,, ,, | ઊ | =(ય્ + ઊ) યૂ | નિ + ઊન=ન્યૂન. |
| ,, ,, ,, | ઋ* | =(ય્ + અર્) યર્ | જાતિ + ઋષિ=જાત્યર્ષિ. |
| ,, ,, ,, | એ | =(ય્ + એ) યે | પ્રતિ + એક=પ્રત્યેક. |
| ,, ,, ,, | ઐ | =(ય્ + ઐ) યૈ | જાતિ + ઐશ્વર્ય=જાત્યૈશ્વર્ય. |
| ,, ,, ,, | ઓ | =(ય્ + ઓ) યો | જાતિ + ઓઘ=જાત્યોઘ. |
| ,, ,, ,, | ઔ | =(ય્ + ઔ) યૌ | જાતિ + ઔષધ=જાત્યૌષધ. |

(૩) ઉ કે ઊ પછી એનો સવર્ણ ( ઉ કે ઊ) આવે તો સંધિમાં તેમને ઠેકાણે દીર્ઘ (ઊ) થાય, અને કોઇ અસવર્ણ સ્વર આવે તો એનો વ્ થઈને પછી પાછળનો સ્વર જોડાય.

| | | | |
|---|---|---|---|
| ઉ કે ઊ + | અ | =(વ્ + અ) વ | મનુ + અન્તર=મન્વન્તર. |
| ,, ,, + | આ | =(વ્ + આ) વા | મનુ + આદિ=મન્વાદિ. |
| ,, ,, + | ઇ | =(વ્ + ઇ) વિ | મનુ + ઇચ્છા=મન્વિચ્છા. |
| ,, ,, + | ઈ | =(વ્ + ઈ) વી | મનુ + ઈર્ષા=મન્વીર્ષા. |
| ,, ,, + | ઉ કે ઊ | =ઊ | ભાનુ + ઉદય=ભાનૂદય, |
| ,, ,, + | ઋ * | =(વ્ + અર્) વર્ | મનુ + ઋષિ=મન્વર્ષિ. |
| ,, ,, + | એ | =(વ્ + એ) વે | ભાનુ + એકતા=ભાન્વેકતા. |
| ,, ,, + | ઐ | =(વ્ + ઐ) વૈ | મનુ + ઐશ્વર્ય=મન્વૈશ્વર્ય. |
| ,, ,, + | ઓ | =(વ્ + ઓ) વો | મનુ + ઓઘ=મન્વોઘ. |
| ,, ,, + | ઔ | =(વ્ + ઔ) વૌ | મનુ + ઔષધિ=મન્વૌષધિ. |

(૪) ઋ ની પછી તેનો સવર્ણ (ઋ) આવે તો તે બેઉને ઠેકાણે તેનો દીર્ઘ (ૠ) થાય છે; અને કોઈ અસવર્ણ સ્વર આવે તો એનો ર્ થઈને પછી પાછળનો સ્વર જોડાયછે.

| | |
|---|---|
| ઋ + અ = ર | પિતૃ + અર્થ = પિત્રર્થ. |
| ,, ,, આ = રા | પિતૃ + આદિ = પિત્રાદિ. |
| ,, ,, ઇ = રિ | પિતૃ + ઇચ્છા = પિત્રિચ્છા. |
| ,, ,, ઈ = રી | પિતૃ + ઈર્ષા = પિત્રીર્ષા. |

* ઋ નો અર્ થાયછે.

,, ,, ઉ = રુ　　　પિતૃ + ઉપાય = પિત્રુપાય.
,, ,, ઊ = રૂ　　　પિતૃ + ઊર્મિ = પિત્રૂર્મિ.
,, ,, ઋ = ઋ　　　પિતૃ + ઋષિ = પિતૃષિ.
,, ,, એ = રે　　　પિતૃ + એકતા = પિત્રેકતા.
,, ,, ઐ = રૈ　　　પિતૃ + ઐશ્વર્ય = પિત્રૈશ્વર્ય.
,, ,, ઓ = રો　　　પિતૃ + ઓઘ = પિત્રોઘ.
,, ,, ઔ = રૌ　　　પિતૃ = ઔષધિ = પિત્રૌષધિ.

(૫) **એ, ઐ** ની પછી કોઈ પણ સ્વર આવે તો એ નો **અય્** અને ઐ નો **આય્** થઈને પછી પાછળનો સ્વર જોડાય-છે. જેમકે ની-ને + અન = નયન; નૈ + અક = નાયક. આવા સંધિવાળા ઘણા શબ્દો ગુજરાતીમાં ચાલુ દેખાતા નથી.

(૬) **ઓ, ઔ** ની પછી કોઈ પણ સ્વર આવે તો સંધિમાં **ઓ** નો **અવ્** અને **ઔ** નો **આવ્** થઈને પછી પાછળનો સ્વર જોડાય છે. જેમકે ગો + ઈશ્વર = ગવીશ્વર. નૌ + ઈક = નાવિક. આવા સંધિવાળા ઘણા શબ્દો ગુજરાતીમાં ચાલુ દેખાતા નથી.

## અનુસ્વારસંધિ.

**અનુસ્વારસંધિ.**—અનુસ્વારનો તેની પછીના અક્ષરની સાથે મેળાપ થતાં તેનું જે રૂપ થાય તે.

(૧) **અનુસ્વારની** પછી કોઈ સ્વર આવે તો તેનો મ્ થાયછે. જેમકે સં + આચાર=સમાચાર, સં + આરંભ=સમારંભ, સં + ઋદ્ધિ=સમૃદ્ધિ.

(૨) **અનુસ્વારની** પછી કોઈ સ્પર્શવ્યંજન આવે તો તે વ્યંજનના સ્થાનનો **અનુનાસિક** અક્ષર તેને ઠેકાણે થાયછે. જેમકે—સં + કલ્પ=સઙ્કલ્પ, સં + ચય=સઞ્ચય, સં + તાપ=સન્તાપ, સં + પૂર્ણ=સમ્પૂર્ણ.

ગુજરાતી લખવામાં ઉપર પ્રમાણે અનુનાસિક ન વાપરતાં સાધારણ રીતે અનુસ્વારજ લખવાનો ચાલ પડીગયો છે. જો કે ઉચ્ચાર તો પાછળના સ્પર્શવ્યંજનના અનુનાસિક જેવો થાયછે, અને સંસ્કૃતને અનુસરી શુદ્ધ લખનારા ઉચ્ચાર પ્રમાણે અનુનાસિક જોડીને લખેછે પણ ખરા.

તો પણ ગુજરાતી થઈ ગયેલા શબ્દોની વચમાં ને છેડે અનુસ્વારનો ઉચ્ચાર પાછળના વ્યંજનના અનુનાસિક જેવો થતો નથી ત્યાં તો અનુસ્વારજ લખાય. જેમકે—આંક, આંચ, દાંડ, દાંત, કાંપવું, સારૂં, નઠારૂં, વગેરે.

(૩) **અનુસ્વારની** પછી કોઈ અસ્પર્શવ્યંજન આવે તો અનુસ્વાર બિંદુ રૂપેજ રહેછે. જેમકે—સંયોગ, સંરક્ષણ, સંલમ, સંવાદ, સંશય, સંસાર.

અસ્પર્શાક્ષર પણ સ્થાનમાં આવી શકે માટે કોઇ વાર એની આગળ પણ અનુસ્વારનો ઉચ્ચાર સ્થાનપરત્વે અનુનાસિક જેવો સંભળાય પણ ખુલ્લો નહિ.

## વિસર્ગસંધિ.

**વિસર્ગસંધિ**.—વિસર્ગનો તેની પછીના અક્ષરની સાથે મેળાપ થતાં તેનું જે રૂપ થાય તે.

(૧) **વિસર્ગની** પૂર્વે કોઇ **અ**, **આ** શિવાયનો સ્વર હોય અને પછી કોઇ ઘોષાક્ષર આવે તો વિસર્ગનો ર્ થાય—જેમકે નિઃ + અર્થ = નિરર્થ, દુઃ + આચાર = દુરાચાર, નિઃ + ઉપાય = નિરૂપાય, દુઃ + ગતિ = દુર્ગતિ, દુઃ + ગંધ = દુર્ગંધ.

(૨) **વિસર્ગની** પૂર્વે **અ** હોય અને પછી કોઇ ઘોષાક્ષર આવે તો વિસર્ગનો **ઉ** થઇને પૂર્વેના **અ** ની સાથે મળી **ઓ** થાયછે. જેમકે-મનઃ + અર્થ = મનોર્થ, મનઃ + વિકાર = મનોવિકાર, મનઃ + યત્ન = મનોયત્ન.

પણ જો મૂળે ર્ નો વિસર્ગ થયલો હોય તો પાછો ર્જ થાયછે-જેમકે—પુનર્વિવાહ, પુનર્લગ્ન, પુનરપિ, પુનરૂક્તિ, અંતર્ધ્યાન વગેરે.

(૩) **વિસર્ગ**ની પછી **ચ** કે (તાળવ્ય) **શ** આવે તો વિસર્ગનો (તાળવ્ય) **શ** થાયછે.—જેમકે નિઃ + ચિંત = નિશ્ચિંત, નિઃ + ચલ = નિશ્ચલ, નિઃ + શંક = નિશ્શંક વગેરે.

(૪) વિસર્ગની પછી **ક, ખ, પ, ફ, ટ, ઠ,** આવે તો વિસર્ગનો (મુર્દ્ધન્ય) **ષ** થાયછે.—જેમકે નિઃ + કપટ = નિષ્કપટ, નિઃ + પાપ = નિષ્પાપ, નિઃ + ફલ = નિષ્ફલ. ખ ને ટ ઠ ના દાખલા ગુજરાતીમાં મળવા મુશ્કેલ છે.

કોઈવાર વિસર્ગ એમનોએમ પણ રહેછે. જેમકે અંતઃકરણ, દુઃખ, અતઃપર, પ્રાતઃકાલ વગેરે.

(૫) **વિસર્ગની** પછી **ત થ** કે (દંત્ય) **સ** આવે તો વિસર્ગનો (દંત્ય) **સ** થાયછે. જેમકે—નિઃ + તેજ = નિસ્તેજ, નિઃ + સંશય = નિસ્સંશય.

કોઈવાર વિસર્ગ એમનોએમ પણ રહે. જેમકે—નિઃસંશય, પુનઃસંસ્કાર એમ પણ લખાય.

## વ્યંજનસંધિ.

**વ્યંજનસંધિ**—બે વ્યંજનનો મેળાપ થતાં તે બેમાંનો એક કે બેઉ બદલાઈને જે નવું રૂપ થાય તે.

જ્યારે બે ઘોષ કે બે અઘોષ વ્યંજન પાસપાસે આવે ત્યારે જોડાઈને લખાયછે. જેમકે વાક્ + પતિ=વાક્પતિ, ષટ્ + કર્મ=ષટ્કર્મ, જગત્ + પતિ=જગત્પતિ, ભગવત્ + પુરાણ=ભગવત્પુરાણ. પણ એક ઘોષ ને એક અઘોષનો જોડાક્ષર કરીને ઉચ્ચાર થતો નથી. જેમકે ગ્ત ક્દ બોલાય નહિ, માટે પેહેલા શબ્દને છેડે ઘોષ અને બીજાની આદિએ અઘોષ અથવા પહેલાને અંતે અઘોષ અને બીજાની આદિએ ઘોષ આવે ત્યારે જે તે એક બદલાયછે. ઘણું-કરીને પહેલાનો અંત્યાક્ષર બદલાઈને બીજાના જેવો ઘોષ કે અઘોષ થાય, પણ સ્થાન બદલાતું નથી. જેમકે:—

(૧) ક, ચ, ટ, ત, પ, ની પછી કોઈ ઘોષાક્ષર આવે તો તે બદલાઈ પોતાના સ્થાનનો ત્રીજો (ઘોષ) એટલે અનુક્રમે **ગ, જ, ડ, દ, બ,** થાયછે. જેમકે વાક્ + દાન=વાગ્દાન, વાક્ + ઈશ = વાગીશ, ષટ્ + રિપુ = ષડ્રિપુ, સત્ + ગુણ = સદ્ગુણ, સત્ + આ-ચાર = સદાચાર.

(૨) **દંતસ્થાની** (ત) ની પછી કોઈ **તાલવ્ય, મૂર્દ્ધન્ય** કે **લ** આવે તો તે બદલાઈને પાછળનાને **સરૂપ** થાયછે. જેમકે સત્ + ચિત્ = સચ્ચિત્, સત્ + જન = સજ્જન, તત્ + ટીકા=તટ્ટીકા, ઉત્ + લાસ=ઉલ્લાસ, તત્ + લીન = તલ્લીન.

(૩) બીજા શબ્દની આદિએ કોઈ **અનુનાસિક** હોય તો પહેલા શબ્દના છેડાનો વ્યંજન **પોતાના સ્થાનનો અનુનાસિક** થાયછે:. જેમકે દિક્ + મૂઢ = દિઙ્મૂઢ, ષટ્ + માસ = ષણ્માસ, જગત્ + નાથ = જગન્નાથ, તેમજ અનુનાસિક ઘોષાક્ષર છે માટે (૧ નિયમ પ્રમાણે) દિગ્મૂઢ, ષડ્માસ પણ થાય. જગદ્નાથ થતું નથી.

(૪) પૂર્વે દંતસ્થાની (ત) હોય અને પછી (તાળવ્ય) શ આવે તો ત્નો ચ્ થાય અને શ નો છ થાયછે. જેમકે—સત્ + શાસ્ત્ર = સચ્છાસ્ત્ર, અદ્ + શેર = અચ્છેર.

(૫) પહેલા શબ્દને અંતે અંતઃસ્થ અથવા અનુનાસિકવાળો કોઈ વ્યંજન નહિ હોય અને બીજાનો આદ્યાક્ષર હ હોય તો, પહેલાનો અંત્યાક્ષર બદલાઈને પોતાના વર્ગનો ત્રીજો, ને હ તેનાજ વર્ગનો ચોથો અક્ષર થાયછે. જેમકે—વાક્ + હરી = વાગ્ઘરી, ઉત + હાર = ઉદ્ધાર, ષટ્ + હૃદય = ષડ્ઢૃદય.

---

## મૂળાક્ષરોનું પૂર્ણ કોષ્ટક.

| | વ્યંજન. | | | | | | | | સ્વર. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | સ્પર્શ (સવર્ગીય). | | | | | અસ્પર્શ (અવ.) | | | | | |
| | અઘોષ. | | ઘોષ. | | | ઘોષ. | | અઘો. | ઘોષ. | | |
| | અલ્પપ્રાણ | મહાપ્રાણ | અલ્પપ્રાણ | મહાપ્રાણ | અનુનાસિક | અલ્પપ્રાણ અંતઃસ્થ | ઉષ્મા. | | હ્રસ્વસ્વર. | દીર્ઘસ્વર. | સંધિસ્વર. |
| કંઠ્ય ... ... | ક | ખ | ગ | ઘ | ઙ | | હ | | અ | આ | . |
| તાલવ્ય ... | ચ | છ | જ | ઝ | ઞ | ય | | શ | ઇ | ઈ | એ ઐ* |
| મૂર્દ્ધન્ય ... | ટ | ઠ | ડ | ઢ | ણ | ર, ળ | | ષ | ઋ | | |
| દંત્ય ... ... | ત | થ | દ | ધ | ન | લ | | સ | | | |
| ઓષ્ઠ્ય ... | પ | ફ | બ | ભ | મ | વ† | | | ઉ | ઊ | ઓ ઔ‡ |

* 'વ' દંતોષ્ઠ્ય. † 'એ' 'ઐ' કંઠતાળવ્ય. ‡ 'ઓ' 'ઔ' કંઠોષ્ઠ્ય.

# શબ્દવિચાર.

**૪૦. આ ભાગમાં શબ્દનું વર્ણન આવેછે.**

કોઈ પણ પ્રકારનો ધ્વનિ જે કંઈ કાને કરીને સાંભળવામાં આવેછે તેને સાધારણ રીતે શબ્દ કહેછે. આવા ધ્વનિ કોઈ અર્થ વગરના પણ હોયછે. પણ વ્યાકરણમાં તો અર્થવાળા તેજ શબ્દ કહેવાય.

શબ્દોમાં, કોઈ એક અક્ષરના કોઈ બે અક્ષરના, કોઈ ત્રણ કે તે કરતાં વધારે અક્ષરના પણ હોય. આ ઉપરથી એકાક્ષરી, દ્વિ-અક્ષરી, ત્રિ-અક્ષરી એવા નામ અક્ષરની સંખ્યા ઉપરથી શબ્દોને આવી શકાય.

**૪૧.** વ્યાકરણમાં શબ્દના બે મુખ્ય પ્રકાર છે—**આખ્યેય અને અવ્યય.**

**૪૨. આખ્યેય**—જેના રૂપાખ્યાપન થઈ શકે એવા. એના ચાર વર્ગ થાયછે;—**નામ, સર્વનામ, વિશેષણ,** અને **ક્રિયાપદ.** આ ચાર વર્ગના શબ્દો વાક્યમાં મુખ્ય અધિકાર (સત્તા) ધરાવેછે, તે ઉપરથી એને **પ્રધાન શબ્દ** કહેછે.

**૪૩. અવ્યય.**— જેનું રૂપાખ્યાપન નથી થતું એવા, એટલે જેના રૂપમાં કંઈ ફેરફાર ન થતાં હમેશાં એકજ રૂપે રહેછે તે. એના પણ ચાર વર્ગ થાયછે.—**ક્રિયાવિશેષણ, નામયોગી (શબ્દયોગી), ઉભયાન્વયિ (વાક્યયોગી),** અને **ઉદ્‌ગાર.** આમાંના પહેલા ત્રણ વર્ગના અવ્યય પ્રધાન શબ્દની સાથે સંબંધમાં આવી વાક્યમાં તેનાથી ઉતરતી સત્તા ધરાવેછે, તે ઉપરથી એને **મધ્યમ શબ્દ** કહેછે; અને ઉદ્‌ગાર વાક્યમાં કંઈ સંબંધ ન રાખતાં કેવળ છૂટાજ રહેછે, માટે એને **કેવળપ્રયોગી** કહેછે.

ઘણાખરા ઉભયાન્વયિ અને ઉદ્‌ગાર ખરા અવ્યય છે. પણ ઘણા ખરા ક્રિયાવિશેષણ અને નામયોગી, કોઈ આખ્યેય શબ્દોનું રૂપાંતર થતાં થતાં અવ્યય જેવા થઈ વપરાવા લાગ્યા છે. જો કે કોઈ કોઈ તો સહેલથી તેના પ્રત્યયો જુદા પાડી ઓળખી શકાય એવા છે.

ખરા અવ્યય— અને, તથા, કે, અથવા, વા, કિંવા, તો, યાતો, જો, જોકે, પણ, પરંતુ, ઈત્યાદિ.

અવ્યય જેવા થઈ ગયલા— માટે, કાજે, વાસ્તે, લીધે, પાસે, પાછળ, ઊંચે, નીચે, ઉપર, હેઠે, તળે, ધીમે, હળવે, ઈત્યાદિ.

આખ્યેયના ચાર અને અવ્યયના ચાર મળીને
શબ્દોના મુખ્ય વર્ગ આઠ થાયછે.

---

**શબ્દોના મુખ્ય વર્ગનું કોષ્ટક.**




---

૪૪. નામ—જે શબ્દવડે પ્રાણી, પદાર્થ, ઠેકાણું વગેરે ઓળખાયછે તે :— મોહનલાલ, માણસ, ગાય, દૂધ, પાણી, પહાડ, સુરત, દયા, પ્રેમ ઈ૦.

૪૫. સર્વનામ—જે શબ્દ નામને ઠેકાણે વાપરવામાં આવેછે તે :— હું, તું, તે, આપણે, આપ, પોતે, કોણ, આ, એ, જે વગેરે.

૪૬. વિશેષણ—જે શબ્દના મનો ગુણ સંખ્યા વગેરે વિશેષ અર્થ બતાવેછે તે :— સારો, રાતો, પાંચ, પહેલો, બીજો વગેરે.

૪૭. ક્રિયાપદ—જે શબ્દ કોઈ પ્રાણી કે પદાર્થવિષે અસ્તિ (હોવું), સ્થિતિ (રહેવું), ગતિ (ચાલવું) કે કૃતિ (કરવું) વગેરે ક્રિયા બતાવેછે તે :— છે, રહ્યો, દોડશે, બોલેછે, કરીશ, વગેરે.

૪૮. **ક્રિયાવિશેષણ**:—જે શબ્દ ક્રિયાપદના અર્થમાં વધારો બતાવેછે તે:— જેમકે તે **ત્યાં** બેઠો છે, તું હળવે બોલેછે. એમાં **ત્યાં**, હળવે એ બેઠો છે અને બોલેછે એના અર્થમાં વધારો બતાવેછે; માટે એ ક્રિયાવિશેષણ છે. ક્રિયાવિશેષણ વિશેષણના કે બીજા ક્રિયાવિશેષણના અર્થમાં પણ વધારો બતાવેછે. બાપુ ઘણો સારો છોકરો છે. તે બહુ હળવે બોલેછે; એમા ઘણો અને બહુ એ ક્રિયાવિશેષણ છે.

૪૯. **નામયોગી**.—જે શબ્દ નામને જોડાઈને તેનો ક્રિયાપદ વગેરેની સાથેનો સબંધ દેખાડેછે તે:— જેમકે 'બાપુ માળ ઉપર બેઠો છે,' 'ગોવિંદ મારી **નીચે** છે.' એમાં ઉપર **નીચે** આ શબ્દો નામયોગી છે.

૫૦. **ઉભયાન્વયી**.— બે વાક્યને, વાક્યના બે ભાગને કે બે શબ્દને જોડનાર શબ્દ:—જેમકે 'આજે રજા છે **માટે** કાલે આવજો.' 'તેણે કહ્યું કે હું કાલે આવીશ.' 'મારાથી ન અવાય કેમકે મારા ઘરમાં કોઈ નથી.' પાઠ વાંચ્યા પછી **અને** કોપી લખ્યા પછી જે કરવું હોય તે કરજો 'બાપુ કે ગોપાળ આવશે.' આ વાક્યોમાં **માટે**, કે, કેમકે, **અને**, કે, આ શબ્દો ઉભયાન્વયી અવ્યય છે.

૫૧. **ઉદ્ગાર**.—મનમાં કંઈ હર્ષ, શોક, ગભરાટ વગેરે એકાએક લાગણી થઈ આવવાથી જે શબ્દ છૂટો બોલાઈ જાયછે તે:—જેમકે હાય, અરે, આહા, ઓહો, વ૦. એને વાક્યમાં બીલકુલ સંબંધ નથી માટે '**કેવળપ્રયોગી**' કહેછે.

(પ્રત્યેક અવ્યયના સમુહને માટે આગળ અવ્યયના પાઠમાં જોવું).

નીચેના મનોયત્નમાં આપેલાં વાક્યોમાંથી નામ, સર્વનામ વગેરે આઠે વર્ગના શબ્દો બતાવો.

### મનોયત્ન ૧ લો.

૧ ચુનીલાલ હુશીઆર છોકરો છે. ૨ એ હંમેશાં પહેલો નંબર રાખેછે. ૩ બાપુભાઈ ઘણો તોફાની છે. ૪ એવા છોકરાની ઉપર માબાપનું હેત રહેતું નથી. ૫ જો તે ઉપર નંબર નહિ રાખે તો તેની માફી જશે. ૬ એશિયાખંડના મુખ્ય પર્વત તથા નદી લખો. ૭ એ કોણ બોલ્યો અલ્યા? ૮ વાહ એવું નબળું ભાષણ આપણા મ્હોંમાંથી કેમ નિકળે! ૯ આહા! ચોમાસાની ઋતુ કેવી આનંદી છે. ૧૦ પરમેશ્વરની કૃતિનો દેખાવ જોવાને માટે રસીલા માણસો વરસાદમાં પણ બહાર ફરેછે. ૧૧ લલ્લુભાઈ, તમે પાટલી ઉપર પગ મુકયો માટે ઉભા થાઓ, અને પાંચ મિનિટ પછી હેઠે પગ રાખીને બેસો. ૧૨ મારા બાપાએ એક બલદની જોડ ને બે કાળી ગાયો આ મોસમમાં લીધાં. ૧૩ ઘઉંની ઘણી સારી ખાવાની ચીજો થાયછે.

---

## આખ્યેય શબ્દો.

### નામ.

૫૨. કોઈ પણ પ્રાણી, પદાર્થ, સ્થળ વગેરેને ઓળખાવનારા સંજ્ઞિક શબ્દો તે નામ— નામના મુખ્ય ત્રણ પ્રકાર છે— **વિશેષનામ, સામાન્યનામ, ભાવવાચકનામ.**

૫૩. **વિશેષનામ**— કોઈ એકજ પ્રાણી પદાર્થ કે સ્થળનું ખાસ નામ— જેમકે મોહનલાલ, હિમાલય, ગંગા, સુરત ઇ૦.

૫૪. **સામાન્યનામ**— જે નામ કોઈ પ્રાણી, પદાર્થના આખા વર્ગને કે તે વર્ગમાંના એક એકને સરખી રીતે લાગુ પડે તે.— માણસ, ગાય, ઘોડો, પર્વત, નદી, ઘર, ગામ, શેહેર, લાકડું વ૦. સામાન્યનામના બે મોટા પેટા વર્ગ છે.—

૧.— સમુદાયવાચક— ટોળું, લશ્કર, સંઘ, વગેરે.

૨.— સમુચ્ચયવાચક— સુનું, રૂપું, પાણી, ઘઊં, મગ, જુવાર, દુધ, વગેરે.

૫૫. **ભાવવાચકનામ**— મનોભાવ અને ગુણનાં નામ જેને આપણે કોઈ વસ્તુની પેઠે જોઈ શકતા નથી, પણ મનથી સિદ્ધ કરિયેછિયે તે. દયા, પ્રેમ, લોભ, સત્યતા, વગેરે. પદાર્થમાં રહેલા ગુણ, આકૃતિ, તથા ક્રિયાપદની ક્રિયાના નામ પણ આ

ભાગમાં આવેછે- જેમકે ખુબસુરતી, સુંદરતા, રતાશ. કાળાશ, વધ, ઘટ, દોડાદોડ, તારણ વગેરે.

નીચેના મનોયત્નમાં આપેલાં વાક્યોમાંથી દરેક પ્રકારનાં નામ બતાવો.

### મનોયત્ન ૨ જો.

૧ પરમેશ્વરના ડહાપણનો પાર નથી. ૨ તેણે માણસને વાચા તથા સારૂં નઠારૂં જાણવાની શક્તિ આપેલી છે. ૩ કેટલાંક પ્રાણીને વાચા નથી તોપણ સમજણ હોયછે. ૪ હિંદુસ્થાનમાં ઘણા ધર્મના લોકો છે. ૫ મનુએ અઢારે વર્ણના ધર્મ તેમજ વ્યવહાર સંબંધી નીતિ સારી બાંધેલી છે. ૬ બાપુભાઈને કવિતાનાં પુસ્તક વાંચવાનો ઘણો લક્ષ છે. ૭ બરાબર વખતે વરસાદ આવે તો વરસમાં બે પાક પાકે. ૮ સત્યતા અને દયા એ માણસના સુખનું મૂળ છે. ૯ કવી નર્મદાશંકર અને નવલરામજી જેવા વિદ્વાન પુરૂષની આપણને ખોટ છે. ૧૦ ભાષા સંબંધી એમનું ઉત્તમ પ્રકારનું જ્ઞાન હતું એવું વિદ્વાનોનું માનવું છે. ૧૧ સમુદ્રમાં બેવાર ભરતી ઓટ થાયછે અને ભરતી વખતે પવનનું તોફાન જબરૂ હોયછે. ૧૨ હિમાલયની તળેટીમાં ઘણી જાતની વનસ્પતિ થાયછે, ૧૩ ગંગા નદીને કિનારે હિંદુ લોકોના ઘણા જાત્રાનાં ઠેકાણાં આવેલાં છે. ૧૪ અંગ્રેજ સરકારનાં લશ્કરની ગોઠવણી તથા કવાયત સારી છે. ૨૫ આજે મેળાનો દિવસ છે તેથી બજારમાં ઠામ ઠામ પુરૂષ અને સ્ત્રીનાં ટોળાં દીઠામાં આવેછે.

**૫૬. નામને જાતિ, વચન અને વિભક્તિ લાગેછે—** જાતિ વચન અને વિભક્તિ લગાડતાં નામના જે જુદાં જુદાં રૂપ થાયછે તેને **રૂપાંતર** કે **રૂપાખ્યાન** કહેછે.

### જાતિ.

**૫૭. જાતિ**—પ્રાણીઓમાં નર નારીનો જે ભેદ છે, તે ઉપરથી ભાષાના શબ્દોમાં એવો જે ભેદ જણાયછે, તેને જાતિ કહેછે. જાતિ ત્રણ છે:—**નર, નારી અને નાન્યતર.**

**૫૮. નરજાતિ**—જે નામ નરને માટે હોય, અથવા નરની પેઠે બોલાતું હોય તે નરજાતિનું નામ કહેવાય:— રાજા, ઘોડો, ખડિયો, લખોટો, બળદ વગેરે.

**૫૯. નારીજાતિ**—જે નામ નારીને માટે હોય, અથવા નારીની પેઠે બોલાતું હોય તે નારીજાતિનું નામ કહેવાય:— રાણી, ઘોડી, જુ, પાટલી, ગાય વગેરે.

૬૦. નાન્યતરજાતિ—જે નામ નર કે નારી બેમાંથી એકે નહિ હોય, અથવા બેમાંથી એકેની પેઠે બોલાતું ન હોય તેને નાન્યતર જાતિનું નામ કહેવું—લાકડું, મગતરૂં, વાછરડું. ૧૦

સંસ્કૃત નામોમાં જાતિ ઓળખવાને કંઈ અમુક નિયમ નથી, એટલે ગુજરાતીમાં શબ્દના રૂપ ઉપરથી કે પ્રાણી પદાર્થને ધોરણે જાતિ ઓળખવાને કંઈ અમુક નિયમ બંધાતા નથી તેથી પરદેશીને એ ઘણું કઠિણ પડેછે.

૬૧. આપણે સાધારણ રીતે કેવો, કેવી, કેવું, એ ત્રણ રીતે પ્રશ્ન પુછવાથી અનુક્રમે નર નારી ને નાન્યતર ઓળખી કાઢિયેછિયે.—જેમકે 'છોકરો' કેવો?' એ નરજા૦. 'ચોપડી' કેવી? એ નારીજા૦. અને 'પાટીઉં' કેવું? એ નાન્યતરજા૦.

૬૨. આ પ્રમાણે પ્રશ્ન પુછવાની રીત ઉપરથી એવો ભાસ પડે કે જાણે ઓ, ઈ, ને ઉં એ સાધારણ રીતે જાતિદર્શક પ્રત્યય હોય, પણ ઓકારાંત* નામ નારી કે નાન્યતરનું હોય, ઈકારાંત નર કે નાન્યતરનું હોય. તેમજ ઉંકારાંત નર કે નારીનું હોય. માટે એ ચોક્કસ નિયમ અપાતો નથી. વળી નામને છેડે અ, આ, ઉ, વગેરે કોઈ બીજા સ્વરો પણ આવેછે. અને તે ત્રણે જાતિમાં હોય. માટે અંત્યાક્ષરને ધોરણે જાતિના ચોક્કસ નિયમ બંધાતા નથી. પરંતુ સાધારણ રીતે ઓ, ઈ, ઉં છેડે આવે એવાં નામોનું તેના અપવાદ સાથે નીચે પ્રમાણે ધોરણ બાંધ્યું છે:—

(૧) ઓકારાંત નામ ઘણાંખરાં નરજાતિનાં હોય—જેમકે છોકરો, ઘોડો, ખડિયો, પાવડો, વાવટો.

અપવાદ†—ઓકારાંત નારીજાતિ—જળો, બો, છો, પો, ભો, ઘો.

---

* ઓકારાંત=છેડે **ઓ** આવતો હોય એવા. એજ પ્રમાણે, છેડેના સ્વર ઉપરથી અકારાંત, ઈકારાંત, ઉકારાંત વગેરે કહેવાય.

† અપવાદ=ચોક્કસ નિયમમાંથી કંઈ બાતલ કરવું તે અપવાદ કહેવાય.

,, — ઓકારાંત નાન્યતરજાતિ— મ્હોં.

(૨) ઈકારાંત નામ ઘણાં ખરાં નારી જાતિનાં હોય.— જેમકે છોકરી, પાડી, ચોપડી, લાકડી, વાડી, સ્ત્રી, નદી, વગેરે.

અપવાદ—ઈકારાંત નરજાતિ— હાથી, ઘાંચી, મોચી, તાઈ, તંબોળી, સોઈ, દરજી, વાઘરી, પારધી, હબસી, સીંધી, માળી, સોની, કોળી, કણબી, કવિ, ઋષિ, દાણી, વગેરે.

,,—ઈકારાંત નાન્યતરજાતિ—પાણી, મોતી, ઘી, બી, મણી.

(૩) ઉકારાંત નામ ઘણું કરીને બધાંજ નાન્યતરજાતિનાં છે—જેમકે. છોકરૂં, ઘોડું, પાટીઉં, લાકડું, વગેરે.

અપવાદમાં માત્ર 'ઘઉં' એ નરજાતિમાં આવેછે.

૬૩. આ શિવાય અ, આ, ઉ, અને એ ઐ વગેરે સ્વરો જેને છેડે આવતા હોય એવાં નામો પણ ત્રણે જાતિનાં હોયછે.

અકારાંત નરજાતિ.—હાથ, પગ, બળદ, પોપટ, મચ્છુર, મગ, અડદ, પાપડ, વગેરે.

અકારાંત નારીજાતિ—ગાય, ભેંસ, ચીજ, બીજ, વાત, લાત, બાથ, જાત, ન્યાત, જણસ, શરમ, લગામ, વગેરે.

અકારાંત નાન્યતરજાતિ.—ગામ, કામ, નામ, રત્ન, ઘર, ઊંટ, ખેતર, માણેક, વગેરે. [દિવતા, ચંદ્રમા, વા.

આકારાંત નર૦—રાજા, પિતા, દાતા, કર્ત્તા, મહિમા,

આકારાંત નારી૦—કથા, વાર્ત્તા, બાધા, રજા, સજા, ધ્વજા, ત્વચા, હિંસા ; લજ્જા, પ્રજા, દયા, માતા વગેરે.

આકારાંત નાન્ય૦—કલકત્તા, વાંસદા.

ઉકારાંત નર૦—લાડુ, રૂ, વાયુ, વરૂ, ગુરૂ, ચરૂ, દારૂ, મસરૂ, શત્રુ, સ્હાડુ.

ઉકારાંત નારી૦—વસ્તુ, સાસુ, વહુ, જુ, લુ, ખુ, ધાતુ.

ઉકારાંત નાન્ય૦—પશુ, લીંબુ, તરૂ, રૂ, જાંબુ, બરૂ.

એકારાંત નર૦—ભે (ભય) મ્હે (મેઘ) લ્હે, ક્ષે, (ક્ષય) એ, જે (જય). [ ન્હેશે, જે.

એકારાંત નારી૦—મ્હે, લ્હે, સ્હે, તરે, વશે, મજે, ગે,

એકારાંત નાન્ય૦—તાશે (નશીબ).

ઐકારાંત નર૦—ક્ષૈ (રોગ) અતૈ (અભંગ ગવૈયો).

ઐકારાંત નારી૦—ક્ષૈ (ખાંસી) પૈ.

ઐકારાંત નાન્ય૦—દૈ (ચરોતરમાં દૈવને બદલે વાપરે છે).

૬૪. ત્રિજાતિનામ—કેટલાંક નામ જેને ત્રણે જાતિ લાગેછે તે. જેમકે—છોકરો, છોકરી, છોકરૂં વગેરે.

૬૫. દ્વિજાતિનામ—કેટલાંક નામનાં ફકત નર ને નારી જ રૂપ થાયછે તે—કાકો-કાકી, મામો-મામી, પાપો-પાપી, રોટલો-રોટલી, પાટલો-પાટલી, ઓટલો-ઓટલી, દાદો-દાદી, સાળો-સાળી, વગેરે.

૬૬. એકજાતિનામ.—કેટલાંક પ્રાણી કે પદાર્થના નામ જે એકજ જાતિમાં વપરાયછે તે.— [વરૂ

નર૦-પ્રાણીવાચક.—નોળીઓ, કાચબો, વંદો, જુવો,

" પદાર્થ૦—દરવાજો, રસ્તો, ખડિયો, હીરો, કડાકો, ફડકો, ભડકો વગેરે.

નારી-પ્રાણીવા૦—ખીસ્કોલી, માખી, જુ.

" પદાર્થવા૦—સાડી, કુપ્પી, કડી, વ૦

નાન્ય૦-પ્રાણીવા૦—ચામચીડિયું, વનવાગળું, મગતરૂં.

" પદાર્થવા૦—ભાતું, ખાતું, માથું, નામું, તાળું વ૦.

---

૬૭. ગુજરાતીમાં પ્રાણીવાચક નરનાં નામ ઉપરથી બે રીતે નારીનાં નામો નિકળેલાં દીઠામાં આવેછે.

૧. નારી જાતિનાં જુદાંજ નામો હોયછે.—

| નરજા૦— | નારીજા૦— | નર૦ | નારી૦ |
|---|---|---|---|
| પુરૂષ | સ્ત્રી | બાપ | મા |
| ભાયડો | બાયડી | પિતા | માતા |

| | | | |
|---|---|---|---|
| માટીડો | બૈરી, બૈરૂં | સસરો | સાસુ |
| ઠાકોર | ઠકરાણું | મરદ | ઓરત |
| રાજા | રાણી | ખાવિંદ | ,, |
| નર | નારી | નર | માદા |
| પતી | પત્નિ | મોર | ઢેલ |
| ધણી | ધણીઆણી | ભૂત | ડાકણ |
| વર | વહુ | પાડો | ભેંસ—પાડી |
| વર | કન્યા | બળદ (આખલો.) ગાય. | |

૨. વિવિધ પ્રત્યય[1] લાગવાથી નારીજાતિ થાયછે.

'ઈ' પ્રત્યયથી.

બ્રાહ્મણ—બ્રાહ્મણી પુત્ર-પુત્રી રાક્ષસ-રાક્ષસી.

એણ, અણ કે ણ પ્રત્યયથી.

| | |
|---|---|
| ઘાંચી— ઘાંચેણ-ચણ | નાગ—નાગેણ-ગણ |
| મોચી— મોચેણ-ચણ | સાપ—સાપેણ-પણ |
| સુથાર—સુથારેણ-રણ | વાણીઓ— વાણીએણ-અણ |
| લુહાર—લુહારેણ-રણ લુહારડી | કાછીઓ—કાછીએણ-અણ |
| | વાઘરી —વાઘરેણ-રણ |
| માળી —માળેણ-ળણ | કણબી — કણબેણ-બણ |

'આણી' પ્રત્યયથી

| | |
|---|---|
| શેઠ — શેઠાણી | ભટ્ટ—ભટાણી |
| ગોર— ગોરાણી | પટેલ—પટલાણી-પટલેણ |

'ડી' અથવા 'ણી' પ્રત્યયથી.

| | |
|---|---|
| હજામ—હજામડી | ચંડાળ—ચંડાળણી |
| ચાકર—ચાકરડી | પિશાચ—પિશાચણી |
| ભીલ—ભીલડી | પાપી—પાપિણી. |

## વચન.

૧૮. વચન—કોઇ પ્રાણી કે પદાર્થનું નામ બોલતાં તે એક છે કે એક કરતાં વધારે છે એ જેથી જાણાયછે તેને વચન કહેછે.—વચન બે છે:— એકવચન ને બહુવચન (અનેકવચન).

---

૧. પ્રત્યય (સં. प्रति = બાજુએ, અય = જનાર, આવનાર इ = જવું ઉપરથી) પાસે આવી કંઇ વિવિધ વિકાર કરનાર કે સંબંધ દેખાડનાર.

૬૯. એકવચન—જે નામ બોલતા એક પદાર્થ કે પ્રાણી જણાય તે એકવચનનું નામ કહેવાય. જેમકે છોકરો, ઘોડો વગેરે.

૭૦. બહુવચન—જે નામ બોલતાં તે એક કરતાં વધારે છે એવું જણાય તો તેને બહુવચનનું નામ કહેવું—જેમકે છોકરા, ઘોડાઓ, લાકડા વગેરે—આ નામો બોલતા એક નહિ પણ બે કે બે કરતા વધારે સંખ્યાનો ભાસ પડેછે. માટે એ બહુવચન.

૭૧. પ્રત્યય—ગુજરાતીમાં એકવચનનો પ્રત્યય નથી; નામનું જે મૂળ રૂપ હોય તેજ રહેછે. બહુવચનનો પ્રત્યય 'ઓ' છે.—જેમ છોકરો, છોકરાઓ, ઈંડું ઈંડા કે ઈંડાંઓ, લાકડી, લાકડીઓ વગેરે.

---

## બહુવચન કરવાની રીત.

(૧) ઓકારાંત નરજાતિનાં નામ અને ઉંકારાંત નાન્યતરજાતિના નામને બહુવચનનો પ્રત્યય લગાડતા પહેલા 'ઓ' નો 'આ' ને 'ઉં' નો આં કરવો પડેછે—જેમ ઘોડો-ઘોડાઓ, ઈંડું-ઈંડાંઓ.

(૨) અકારાંત નામને બહુવચનનો પ્રત્યય લગાડતા છેડાનો અ મુકીદેવો પડેછે એટલે ઓ તેમાં ભળી જાયછે. જેમકે-માણસ-માણસો, ગામ-ગામો, ફળ-ફળો વગેરે.

(૩) આકારાંત, ઈકારાંત, અને ઉકારાંત નામોનું બહુવચન કરતા ઓ પ્રત્યય છેડે છૂટો લાગેછે.—જેમકે રાજા-રાજાઓ, લાકડી-લાકડીઓ, લાડુ-લાડુઓ વગેરે.

(૪) ઓકારાંત નારી કે નાન્યતરજાતિનું નામ, અને એ, ઐ છેડે આવતા હોય એવા નામને ઘણું કરીને બહુ વચનનો પ્રત્યય લાગતો નથી. જેમકે ઘો, મ્હોં એને માટે ઘોઓ, મ્હોંઓ એમ બોલતા નથી.

કોઈ નામની સાથે જ્યારે એક કરતા વધારે સંખ્યા બતાવનારા શબ્દો કે બધાં, ઘણાં, સંધા, કેટલાએક એવા બહુવચનના

અર્થ બતાવનારા શબ્દો આવે ત્યારે બહુવચનનો પ્રત્યય પડતો મુકવાનો ચાલ છે.

આવી રીતે પ્રત્યય નહિ આવેલા હોય ત્યારે રૂપ ઉપર આધાર ન રાખતાં આગળ પાછળના સંબંધ ઉપરથી વચન ઓળખી કાઢવું. જેમકે 'રામદાસ લુચ્ચો માણસ છે.' એમાં માણસ એકવચન—પણ 'તે ઘરમાં ચાર માણસ છે'—કે—'ત્યાં ઘણાં માણસ હતાં.' એમાં માણસ બહુવચન છે.

૭૨. જથ્થો બતાવનારાં નામોમાં કેટલાંએક એક વચનમાંજ રહેછે—જેમકે, ઘી, ખાંડ, ગોળ, શાકર, દૂધ, મીઠું, સોનું, રૂપું, ડાંગર, બાજરી, જુવાર, કપાસ, ખડ, કડબ, ઘાસ, જીરૂં, હીંગ, મેથી, પાણી, માટી, દેવતા, ભોંય વગેરે.— આમાંના કોઇને વખતે જુદી જુદી જાત બતાવવાને બહુ વચન લાગેછે—જેમ તેણે ઘણા દેશના પાણી પીધા છે. ચરોતરમાં પણ બે જાતના ઘી થાયછે.

કેટલાંક નામ બહુ વચનમાંજ રહેછે—ઘઉં, મગ, મઠ, અડદ, તલ, મરી, વગેરે.

વિશેષ નામમાં એકપણાનો અર્થ છે માટે તે એક વચનમાં છે; પણ કોઈવાર માનને ખાતર બહુ વચનના નામની પેઠે તેની સાથે વિશેષણ કે ક્રિયાપદ બહુ વચનના રૂપમાં આવેછે. જેમ 'બાપુભાઈ સારા માણસ છે' 'ટેલર સાહેબ સ્વર્ગવાસી થયા.'

વિશેષ નામ સામાન્ય નામની પેઠે વપરાય ત્યારે તેને બહુ વચનમાં લેવાય—જેમકે 'અમારી વર્ગમા ત્રણ ચુનીલાલ હતા.'

ભાવવાચક નામ પણ એક વચનમાંજ રહેછે- પણ કોઇ વાર તે ભાવની જુદી જુદી જાત બતાવવાને બહુ વચનમા વપરાયછે.

ઘણા સામાન્ય નામ પણ એક વચનમાં છતાં માનાર્થે બહુ વચનના નામની પેઠે વપરાયછે. મેહેતાજી મોડા આવ્યા, મહારાજ કાલેજ પધારચા, શેઠાણી બોબડાં છે. ગોર તો ઉંઘતા હતા વગેરે.

## વિભક્તિ.

૭૩. વિભક્તિ—નામ કે સર્વનામનો બીજા શબ્દ સાથે ક્રિયા વગેરેમો સંબંધ બતાવવાને જુદા જુદા પ્રત્યયો લાગવાથી તેનાં જે રૂપ થાયછે તેને વિભક્તિ કહેછે.

૭૪. વિભક્તિઓ સાત છે:—એને અનુક્રમ પહેલી, બીજી, ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી, સાતમી, એ પ્રમાણે કહેછે. વળી નામને એક આઠમી વિભક્તિ લાગેછે તેને સંબોધન કહેછે.

| વિભ૦ | નામ. | પ્રત્યય. | સામાન્ય અર્થ. |
|---|---|---|---|
| ૧. | **प्रथमा** | ( નથી ) | કર્ત્તા |
| ૨. | **द्वितीया** | ,, કોઈવાર ચોથીનો પ્રત્યય ને વપરાયછે. | કર્મ |
| ૩. | **तृतीया** | એ | કર્ત્તા, કરણ——(જેણે કરીને કંઈ કરાય કે થાય તે). |
| ૪. | **चतुर्थी** | ને, ને માટે સારૂ ઈ૦ | સંપ્રદાન,——( જેને કંઈ મળેછે કે જેને નિમિત્તે કંઈ થાયછે ). |
| ૫. | **पंचमी** | થી-થકી | અપાદાન——(જ્યાંથી-જેમાંથી જેથી કંઇ ક્રિયા થાયછે તે ). |
| ૬. | **षष्ठी** | નો, ની, નું, ના, નાં | સંબંધ. |
| ૭. | **सप्तमी** | માં, એ | અધિકરણ——(ઠેકાણું સમય વગેરે). |
| ૮. | * | (નથી) | સંબોધન—-( કોઈનું નામ લઈને બોલાવવું ). |

સંબોધનનો પ્રત્યય નથી; પણ ઓકારાંત નરજાતિ ને ઉંકારાંત નાન્યતરજાતિનાં નામમા ઓ ને ઉંનો આ થઈ જાયછે. જેમકે છોકરા, આમ આવ.

---

* આ ખરૂં જોતાં આઠમી વિભક્તિ નથી પણ એ પ્રથમાનું એક રૂપ છે. એને 'સંબોધનાર્થે પ્રથમા' કહેછે.

૭૫. **વિભક્તિ લગાડવાની રીત.—**

(૧) ઓકારાંત નરજાતિ અને ઉકારાંત નાન્યતરજાતિના નામને વિભક્તિના પ્રત્યય લગાડતાં પહેલાં તેમા ઓ ને ઉંનો એકવચનમા આ કરવો પડેછે; અને બહુવચનમાં ઓ નો આ ને ઉ નો આં કરવો પડેછે.

વળી એ પ્રત્યય લાગતા છેડાનો સ્વર જતો રહી એ ભળી જાયછે. જેમકે છોકરો એનું છોકરાએ કે છોકરે; ઈંડું એનું ઈંડાંએ, ઈંડે થાયછે.

(૨) કોઈપણ નામની સાથે બહુવચનનો પ્રત્યય વાપરવો હોય તો તે લાગ્યા પછી વિભક્તિના પ્રત્યય લાગેછે.

ઓકારાંત નરજાતિ છોકરો (વિકારી નામ.)

| વિભક્તિ. | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧. | ઘોડો | ઘોડાઓ, ઘોડા |
| ૨. | ઘોડો, ઘોડાને | ઘોડાઓને, ઘોડાને |
| ૩. | ઘોડાએ, ઘોડે | ઘોડાઓએ, ઘોડે [ઇ૦ |
| ૪. | ઘોડાને, ઘોડાને માટે ઇ૦ | ઘોડાઓને, ઘોડાને-ને માટે |
| ૫. | ઘોડાથી-થકી | ઘોડાઓથી-થકી, ઘોડાથી-થકી |
| ૬. | ઘોડાનો,-ની,-નું-ના-નાં | ઘોડાઓનો-ની-નું-ના-નાં, ઘોડાનો ઇ૦ |
| ૭. | ઘોડામાં, ઘોડે * | ઘોડાઓમાં, ઘોડામાં |
| સંબોધન. | ઘોડા | ઘોડાઓ, ઘોડા |

ઉકારાંત નાન્યતરજાતિ ઈંડું (વિકારી નામ)

| | | |
|---|---|---|
| ૧. | ઈંડું | ઈંડાંઓ, ઈંડાં |

* સાતમીનો એ પ્રત્યય લગાડતાં 'ઘોડાએ' આવું રૂપ થાય નહિ. જેમકે તે ઘોડાએ બેઠો એમ નથી બોલાતું; પણ 'તે ઘોડે બેઠો;' 'તે છાપરે ચઢયો' 'છાપરાએ' નહિ વપરાય.

| | | |
|---|---|---|
| ૨. | ઈંડું, ઈંડાને | ઈંડાંઓને, ઈંડાને |
| ૩. | ઈંડાએ, ઈંડે | ઈંડાંઓએ, ઈંડે |
| ૪. | ઈંડાને, ઈંડાને માટે-સારૂ ઈ૦ | ઈંડાંઓને, ઈંડાને-ને માટે સારૂ ઈ૦ |
| ૫. | ઈંડાથી-થકી | ઈંડાંઓથી-થકી, ઈંડાથી-થકી. |
| ૬. | ઈંડાનો-ની-નું-ના-નાં | ઈંડાંઓનો-ની-નું-ના-નાં, ઈંડાનો વગેરે |
| ૭. | ઈંડામાં, ઈંડે | ઈંડાંઓમાં, ઈંડે |
| સંબોધન* | ઈંડા | ઈંડાંઓ ઈંડા |

(૩) અકારાંત નામને વિભક્તિના પ્રત્યય છૂટા લાગેછે; પણ 'એ' પ્રત્યય લાગતાં છેડાનો અ જતો રહી એ સાથે ભળીજાયછે. જેમકે માણસ એનું માણસે, સુથાર એનું સુથારે પણ માણસએ, સુથારએ આવાં રૂપ થાયજ નહિ.

(૪) આકારાંત, ઈકારાંત, ને ઉકારાંત નામને તો વિભક્તિના પ્રત્યય છૂટાજ લાગેછે.

---

૭૬. મૂળ સંસ્કૃત શબ્દો ઉપરથી વિવિધરૂપો ગુજરાતીમાં નામ થઈ વપરાવા લાગ્યા. સંસ્કૃતમાં નામને છેડે સ્વર અને વ્યંજન બેઉ આવેછે; પણ ગુજરાતીમાં તો ઘણું કરીને સ્વર એકલો દીઠામાં આવેછે;—ઘણું કરીને અ, આ, ઇ–ઈ, ઉ–ઊ, ઓ અને ઊં આટલા સ્વરો અંત્યાક્ષર હોયછે. ઋ શુદ્ધ સંસ્કૃત શબ્દોને છેડે હોય; અને એ, ઐ કે ઔ છેડે આવતા હોય એવા તો ઘણાં થોડાં નામ જડે.

આ ઉપરથી નામના વિકારી અને અવિકારી એવા બે ભેદ+ થઈ શકે.—

---

* સંબોધન વિભક્તિ ઘણું કરીને પ્રાણીવાચક શબ્દો જેની સામાન્ય સંજ્ઞાનું નામ લઈ બોલાવી શકાય તેનેજ લગાડવી.

+ આ ભેદને હોપ સાહેબે, પહેલા પ્રકારનાં ને બીજા પ્રકારનાં નામ [illegible] પ્રમાણે લીધા છે.

(૧) **વિકારી**—જે નામને વિભક્તિ કે બહુવચનના પ્રત્યય લાગતાં તેના છેડાના સ્વરમાં વિકાર થાયછે તે. જેમકે—'છોકરો' એનું 'છોકરાને' 'છોકરાઓ' ઇંડું એનું 'ઇંડાને' 'ઇંડાંઓ'—ઓકારાંત નરજાતિના અને ઉંકારાંત નાન્યતર જાતિનાં નામ વિકારી છે.

આવાં (વિકારી) નામને વિભક્તિ કે બહુવચનના પ્રત્યય લગાડતાં પહેલાં, ઓ ને ઉં ને બદલે આ કરવો પડેછે, અને બહુવચનમાં ઉં ને બદલે 'આં' કરવો પડેછે—છોકરાઓ છોકરાને, ઈંડાને ઈંડાંને કે ઇંડાંઓને.

(૨) **અવિકારી**—જે નામને વિભક્તિ કે બહુવચનના પ્રત્યય લગાડતાં, છેડાનો સ્વર બદલાયા વગર રહેછે તે. જેમકે—માણસ, રાજા, સ્ત્રી, લાડુ, બ્હેં, ક્ષૈ, મૈ (મારવાડના લોકો) વગેરે—ઓકારાંત નર ને ઉંકારાંત નાન્યતર શિવાયનાં બધાં નામો અવિકારી છે.

---

## વિભક્તિ સંબંધી પદચ્છેદને લગતી સૂચના.

(૧) 'એ' પ્રત્યય ત્રીજીનો તેમજ સાતમીનો છે; માટે કર્ત્તા, કરણ, કારણ વગેરે ત્રીજીના અર્થમાં વપરાયલો હોય ત્યાં એને ત્રીજી વિભક્તિ ગણવી. પણ ઉપર, આગળ, પાસે, તરફ, એવો ઠેકાણાનો અર્થ બતાવતો હોય કે સમય બતાવવાને વપરાયલો હોય ત્યાં એને સાતમી વિભક્તિ કહેવી—જેમકે તે માળે ચઢયો, હું વડોદરે જાઉંછું, તે હમણાંજ ઘેર ગયો, સ્હવારે આવજે. એમાં માળે, વડોદરે, ઘેર=ઘરે, સ્હવારે, આ શબ્દો સાતમી વિભક્તિમાં છે.

વળી 'એ' 'પણ' ના અર્થમાં કોઈવાર નામ કે સર્વનામની સાથે છૂટો કે ભળી ગયલો હોય ત્યાં એને વિચાર્યા વગર વિભક્તિમાં લેવો નહિ—જેમકે રામદાસે ત્યાં હતો, હુંએ આવીશ. એમાં 'રામદાસ પણ' 'હું પણ' એવો અર્થ છે, માટે છૂટો પાડી 'એ' ને ક્રિયાવિશેષણ કહેવો.

(૨) 'ને' પ્રત્યય ખરેખરો ચોથીનો છે, કારણ કે એમાં સંપ્રદાનનો અર્થ બ્હાર પડતો દેખાયછે. તો પણ ઘણુંખરું પ્રાણીવાચક નામ, સર્વનામ, અને કોઈવાર અપ્રાણીવાચક નામની સાથે એ બીજીના અર્થમાં વપરાયછે, માટે અર્થ ઉપરથી બીજી કે ચોથી કહેવી.

વળી કોઈવાર નામની આગળ '**ને**' પ્રત્યય આવે ત્યાં એ છઠ્ઠીનો પ્રત્યય **નો, ની** કે **નું** ની સાથે ત્રીજી કે સાતમીનો '**એ**' ભળીને પ્રયલો છે. એને સંબંધ ઉપરથી **છઠ્ઠી સાથે ત્રીજી** કે **છઠ્ઠી સાથે સાતમી** કહેવી—જેમકે '**રામદાસને** છોકરે મને ગાળો દીધી' એમાં **રામદાસને** એ છઠ્ઠી સાથે ત્રીજી; અને 'હુ **રંગીલદાસને** ઘેર બેઠો હતો.' એમાં **રંગીલદાસને** એ છઠ્ઠીસાથે સાતમી.

તેમજ માટે, સારૂ, કાજે, વાસ્તે, લીધે, આ નામયોગીની આગળ **ને** પ્રત્યય આવે ત્યાં '**ને**' પ્રત્યય અને એ નામયોગી સાથે મળી **નિમિત્તાર્થે ચોથી** વિભક્તિ કહેવાય, પણ નામયોગીને છુટો મુકીએ તો '**ને**' એ **છઠ્ઠીસાથે સાતમી** છે.

**(૩)** સંબોધન વિભક્તિ કોઈને બોલાવવાના **અર્થમાં નહિ પણ** માત્ર આશ્ચર્યતા બતાવે ત્યારે તેને આશ્ચર્યતાને અર્થે પેહેલી વિભક્તિ કહેવી—જેમકે 'અરેરે! બિચારી **છબિલી!** આ જમનીએ તારા કેવા હાલ કરીને મારી.' એમાં છબિલી એ આશ્ચર્યતાને અર્થે પ્રથમા છે. કારણ કે એમાં કેવળ ઉદ્દગારનો અર્થ છે. એને સંબોધન કહેવાય નહિ.

**(૪)** કોઈપણ નામયોગીની પૂર્વેના નામને વિભક્તિનો પ્રત્યય નહિ લાગેલો હોય તોપણ તેને છઠ્ઠી વિભક્તિ કહેવી. કારણ કે ત્યાં છઠ્ઠીનો પ્રત્યય 'ના' કે 'ની' અધ્યાહાર હોયછે, (જોવું આગળ નામયોગીના પાઠમાં).

---

નીચેના મનોરત્નમાં આપેલાં વાક્યમાંનાં નામની જાતિ વચન ને વિભક્તિ બતાવો.

### મનોયત્ન ૩ જો.

૧ બાપે પુછયું, અલ્યા છગન, આજે કેમ ઘેર રહ્યો? ૨ છગને કહ્યું, બાપા, ગઈ કાલથી નિશાળે દીવાળીની રજા પડી છે. ૩ દીવાળીમાં નાનીબેનને કેટલી પેટી અપાવશો? ૪ પોરની બેનપાસે મગીઆ ફટાકાની પાંચ લુમ છે. ૫ લુચ્ચાઈથી માંણસનું વજન ઘટેછે. ૬ પરમેશ્વરને તો સઘળાં માણસ સરખાં. ૭ હુ ગંમારામને ઘેર ગયો હતો. ૮ પડોશીને છોકરે મારો ભમરડો ચોર્યો. ૯ એ છોકરાએ સુખડીઆની દુકાનેથી રજાવગર બે લાડુ ઉઠાવ્યા. ૧૦ સિપાઈએ મારા ભાઈને ધમકાવ્યો તેથી હેબકે તેને તાવ આવ્યો.

૧ લા ને ૨ જા મનોયત્નનાં વાકય અહિં ઉપયોગમાં લેવાનાં છે.

## વિભક્તિના વિશેષ અર્થ.

### પ્રથમા વિભક્તિ.

૧. કર્ત્તા—રાજા તૈયારી કરેછે.

૨. સહક. (સહભેદમાં કર્મ કર્ત્તા થઈ પ્રથમામાં આવે તે)—મારાથી બે પાઠ વચાયા.

૩. ક્રિયાપૂર્ણી—તે રાજા થયો; હું નોકર રહ્યો.

૪. પરિમાણ કે માપ*—તે રાજ બે કલાક વાંચેછે; મેં બે વાટકા દુધ પીધું.

### દ્વિતિયા વિભક્તિ.

૧. કર્મ (પ્રત્યય રહિત)—સુથારે પેટી† ઘડી. ચોપડી વાંચુંછું.

૨. કર્મ (પ્રત્યય સહિત)—સાહેબે મને બોલાવ્યો.

### તૃતીયા વિભક્તિ.

૧. કર્ત્તા—કાળીદાસે ઘણાં પુસ્તકો રચ્યાં.

૨. કરણ—ખેડુત દાંતરડે ઘાસ વાઢેછે.

૩. કારણ—શરદીએ તે માંદો પડયો.

૪ મૂલ્ય—સાકર સાત રૂપીએ મણ વેચાયછે.

૫. સાહિત્ય—રાજા ભારે રસાલે આવ્યો.

### ચતુર્થી વિભક્તિ.

૧. સંપ્રદાન—અનુપસ્થ કર્મ— તેણે મને બે ગાય [આપી.

૨. સંબંધાર્થ—રામદાસને સાત છોકરા છે.

---

* પરિમાણ કે માપ બતાવનારા શબ્દોને બીજી ભાષા સાથે સરખાવતાં બીજીમાં લેવા ધરાય; પણ બીજીનો પ્રત્યય કોઈ રીતે લાગી શકાતો નથી. તેમજ કોઈ નામયોગી વાપરતાં છઠ્ઠી જેમતેમ મૂકી શકાય. વળી એમાં કોઈવાર વિશેષણ ને કોઈવાર ક્રિયાવિશેષણનો ભાસ છે; માટે ૨૫ ઉપરથી પ્રથમામાં રાખ્યા છે.

† કોઈ વૈયાકરણીઓ બીજીનો પ્રત્યય 'ને' ગણીને 'પેટી' એને કર્માર્થે પ્રથમા કહેછે. પણ કર્મની વિભક્તિ બીજી છે અને તેનો પ્રત્યય ગુજરાતીમાં થોડાંક પ્રાણીવાચક નામ ને સર્વનામ સિવાય બીજાને લાગતો નથી, માટે કર્મ હોય તે નામને દ્વિતિયા કહેવી વધારે ઉચિત છે.

૩. નિમિત્તાર્થે—હું તેનેસારૂ કસબીટોપી લાવીશ.

૪. ભાવકર્તૃક ક્રિયાપદની સાથે સંબંધીનામ કે સર્વનામ ચતુર્થીમાં આવે:—જેમકે **મને** ભાસેછે, **મને** લાગેછે વગેરે.

## પંચમી વિભક્તિ. [વચાય.

૧. **કરણાર્થે કર્ત્તા** (સહભેદમાં)— **મારાથી** રોજ બે પાઠ

૨. **કારણ**—**વિચારથી** મારૂં મગજ ઘુમી ગયું.

૩. **કરણ**— ઝીણી **કલમથી** ના લખો.

૪. **વિયોગ**—હું **સુરતથી** નિકળ્યો.

૫. **અવધિ**—**સુરતથી** અમદાવાદ ઘણું છેટું છે

૬. **ન્યૂનાધિકતા**—લાલભાઈ **રામદાસાથી** મોટો છે.

૭. **સંયોગ**— હું **કાલથી** નિશાળે આવીશ. (કાલથી એને પદચ્છેદમાં ક્રિયાવિશેષણતરીકે લેવાય)

**થી** પ્રત્યયના અર્થમાં **વડે, વતે, થકી** એવા નામયોગી વપરાયછે; એને પ્રત્યય ગણી પાંચમી વિભક્તિ જેવા લેવાય; પણ પદચ્છેદમાં છુટાપાડી એને નામયોગી કહેવા અને આગળનું નામ કે સર્વનામ છઠ્ઠી વિભક્તિમાં લેવું:—જેમ 'તે વડે' = 'તેના વડે' વગેરે.

વળી **થી** પ્રત્યયથી કેટલાએક ક્રિયાવિશેષણ તેમજ કારણદર્શક વાક્યયોગી સાબિત થાયછે:—જેમકે તે **જલદીથી** લખેછે; વરસાદ ઘણો પડયો **તેથી** હું બહાર નિકળ્યો નહિ. (જોવું ક્રિયાવિ૦ અને વાક્યયોગી).

## ષષ્ઠી વિભક્તિ.

ઘણી જાતના **સંબંધ** દેખાડવામાં છઠ્ઠી વિભક્તિ વપરાયછે.

૧. સગપણ—**રામદાસનો** ભાઈ, **બાપનો** દીકરો.

૨. માલકીપણું કે કબજો— **રાજાનો** ઘોડો, **શેઠનો** ચાકર.

૩. સ્થાન-રહેઠાણ—તે **શાહેરનો** રહેવાસી છે

૪. જેની અથવા જેમાંથી કંઈ વસ્તુ બનેલી હોય તે— **સુકડની** પેટી, **સુનાની** વીંટી, **સાગની** સેજ.

૫. સમય—તે **કાલનો** માંદો છે. (**કાલનો** એને પદચ્છેદમાં ક્રિયાવિશેષણ તરીકે લેવાય.)

કવિતામાં **તણો, તણી, તણું; કેરો, કેરી, કેરૂં** એ છઠ્ઠીના પ્રત્યય તરીકે વપરાયછે.

છઠ્ઠી વિભક્તિ માત્ર નામ કે સર્વનામની સાથે કંઈ સંબંધ બતાવેછે તેથી એનો અધિકાર કેવળ વિશેષણના જેવો છે. અને વિશેષણની પેઠે એની સાથેના નામ (વિશેષ્ય) પ્રમાણે એને જાતિ વચન ને કોઈવાર વિભક્તિ પણ લાગેછે.

છઠ્ઠી સિવાયની બીજી બધી વિભક્તિઓને **કારકવિભક્તિ** કહેછે; કારણ કે તે ક્રિયાપદના વ્યાપારની સાથે સંબંધ રાખેછે;

## સપ્તમી વિભક્તિ.

૧. **સ્થળ**—તે **ઘરમાં** નથી; તે **માળે** બેઠો છે.

૨. **સમય** (અમુક)—તે **રાતમાં** ખાવાનું માગેછે, હું સ્હવારે આવીશ.
   ,, (દરમ્યાન)—તે **દહાડામાં** બેવાર ખાયછે.

૩. **અંગવિકાર***—રામદાસ **કાને** બહેરો છે.

૪. **જાતિ-અધિકાર***—તે **જાતે** બ્રાહ્મણ છે, તે **અધિકારે** મામલતદાર છે.

૫. **મૂલ્ય**—આ હવેલી એક **હજારમાં** ગઈ (વેચાઈ).

૬. **કંઈ અમુક બાબત**—**ગળપાણમાં** આ શાકર ઠીક છે. **વાંચનમાં** તે હુશિયાર છે.

૭. **મુકાબલો**—**આમાં ને તેમાં** ફેર છે.

કવિતામાં **માંહે, મોઝાર** વગેરે અવ્યયો કોઈવાર સાતમાને ઠેકાણે વાપરેછે.

'આં' પ્રત્યય સાતમીનું પ્રાચીન રૂપ છે:—જેમકે જ્યાં (જે + આં), ત્યાં = (તે + આં), જતાં = જતે કે જતાંમાં.

ગતિવાચક ક્રિયાપદની સાથે જ્યાં ગતી થાયછે તે સ્થળનું નામ ગુજરાતીમાં સપ્તમિમાં આવે:—જેમકે તે ખેડે ગયો, હું **તળાવે** જાઉંછું.

---

* અંગવિકાર અને જાતિ-અધિકારને કોઈ વૈયાકરણીઓ ત્રીજીમાં લેવા કહેછે; પણ એમાં 'કરણ' ના કરતાં સ્થળનો ભાસ બહાર પડતો દેખાયછે. એ ઉપરથી મેં સપ્તમિમાં લીધા છે.

પણ ઘણી ખરી વાર પ્રત્યય વિના નામ વપરાયછે:—જેમકે હું ગામ ગયો. એમાં ગામ એને પ્રત્યય નથી તે ઉપરથી કોઈ પ્રથમા અને સંસ્કૃતને ધોરણે કોઈ દ્વિતિયા કે ચતુર્થી લેવા ધારેછે. પણ ગુજરાતીમાં એને સાતમીનો 'એ' પ્રત્યય આવે એવુંજ જણાય છે:—જેમકે 'હું મારે ગામ ગયો,' 'તે પોતાને ગામ ગયો' એમાં 'પોતાને' અને 'મારે' એમાં 'એ' પ્રત્યયની જરૂર પડેછે; એ વાક્યમાં હું 'મારૂં ગામ'—'પોતાનું ગામ' કે 'મારા ગામ'—'પોતાના ગામ' ગયો એવી રીતે બોલાય નહિ. માટે **ગામ** એ સાતમી વિભક્તિમાં છે.

---

## વિશેષણ.* (ગુણવિશેષણ)

૭૯. **વિશેષણનો ઉપયોગ**—કોઈ વિષય વિષે બોલતાં તેના ગુણ સંખ્યા વગેરે વિશેષ અર્થ બતાવવાને આ શબ્દો વપરાયછે.

**વિશેષ્ય**—કોઈ વિશેષણ જે નામનો ગુણ સંખ્યા વગેરે દેખાડેછે તે નામ તેનો વિશેષ્ય કહેવાયછે. વિશેષણની જાતિ વચન ને વિભક્તિ તેના વિશેષ્યપરથી ઠરેછે.

૮૦. વિશેષણના રૂપ ઉપરથી બે વર્ગ પડેછે—**વિકારી, અવિકારી.**

૮૧. **વિકારી.**—જેને ત્રિજાતિદર્શક પ્રત્યય ઓ, ઈ, ઊં લાગેછે તે—જેમકે સારો, સારી, સારૂં રાતો, રાતી, રાતું. વ૦.

૮૨. **અવિકારી**—જેને જાતિદર્શક પ્રત્યય લાગતા નથી એટલે જે ત્રણે જાતીના નામની સાથે એકજ રૂપે રહેછે તે. જેમ—

અકારાંત = લાલ, સફેત, સાફ, શુદ્ધ, સ્પષ્ટ, ઊંચ, નીચ.
ઈકારાંત = પ્રેમી, લોભી, પાપી, ન્યાયી, અપરાધી.

---

* વિશેષણ = (વિ – વિશેષાર્થદર્શક ઉપસર્ગ. શિષ્ – બાકી રહેવું અન–એ પ્રત્યય છે) બાકી રહેલો અર્થ કહી દેખાડનાર.

ઉકારાંત = આળસુ, લાલચુ, વિશ્વાસુ, દયાળુ, કૃપાળુ.
વાન કે માન પ્રત્યયથી થનારાં = ધનવાન, બળવાન, પ્રકાશમાન, મૂર્તિમાન.

૮૩. વિભક્તિ કે બહુવચનના પ્રત્યય લગાડતાં, વિકારી નામની પેઠે નરજાતિનો ઓ ને નાન્યતર જાતિના ઉંનો આ થાયછે. અને બહુવચનમાં ઉંનો આં થાયછે—જેમકે સારા છોકરાને, સારે છોકરે, કાળા પાટિયાની, કાળાં પાટિયાંઓ. વગેરે.

૮૪. વિશેષણનો વિશેષ્ય આપેલો હોયછે ત્યારે વિભક્તિ કે બહુવચનના પ્રત્યય માત્ર વિશેષ્યને લાગેછે પણ વિશેષણને છૂટા* લાગતા નથી. જેમ સારા છોકરાને, પણ 'સારાને છોકરાને' એમ બોલાય નહિ. ડાહ્યા છોકરાઓ, પણ 'ડાહ્યાઓ છોકરાઓ નહિ.'

૮૫. પણ જ્યારે વિશેષ્યવિના વિશેષણ એકલું આવી નામ જેવું થઈજાયછે ત્યારે તેને આ પ્રત્યયો લાગેછે. જેમ ડાહ્યાઓ વખણાયછે, ભણેલાને સૌ ગણેછે, નઠારાની આબરૂ ગણાતી નથી વગેરે.

૮૬. વિકારી ને અવિકારી બેઉ પ્રકારના વિશેષણના મુખ્ય ચાર વર્ગ પાડી શકાય—ગુણવાચક, સંખ્યાવાચક, બહુલ્પાર્થ અને અનિશ્ચિત.

૧. ગુણવાચક વિ૦—કોઈપણ પ્રાણી કે પદાર્થનો વર્ણ, આકાર, કદ તથા સ્વભાવિક ગુણ વગેરે બતાવનારાં વિશેષણ:— રાતો, ગૌર, ઠીંગણો, ઉંચો, મોટો, ડાહ્યો, જંગલી, ક્રૂર, દુષ્ટ, પરોપકારી વ૦.

૨. સંખ્યાવાચક વિ૦—સંખ્યાનો અર્થ બતાવનારા શબ્દો. એના નીચે પ્રમાણે ૫ વિભાગ પડેછે.—

* ત્રીજી અને સાતમીનો પ્રત્યય 'એ' જે પ્રકૃતિ રૂપની સાથે સ્હેલથી મળી જાયછે તે વિશેષણ અને વિશેષ્ય બેઉમાં આવેછે.– જેમકે 'એ' પ્રત્યય છુટો હોય તો 'સારા ઘોડાએ' 'સારાએ ઘોડાએ' એમ નહિ બોલીએ–પણ જ્યારે મેળવીને બોલીએ ત્યારે 'સારા ઘોડે' એમ નહિ પણ 'સારે ઘોડે થાયછે.

(૧) **અમુકસંખ્યાર્થ**—એક, બે, ત્રણ, ચાર વગેરે.

(૨) **ક્રમવાચક** (સંખ્યાપૂર્ણાર્થ)-પેહેલો, બીજો, ત્રીજો, ચોથો વગેરે.

(૩) **અંસાસંખ્યાર્થ**—પા, અરધો, પોણો, સવા, દોઢ, પોણાત્રણ વગેરે—એક સંખ્યાનો કોઈ છૂટો ભાગ, અથવા કોઈ આખી સંખ્યાની સાથે એકનો કંઈ અંસ વળગેલો, એવા શબ્દો આ વિભાગમાં આવેછે.

(૪) **સંખ્યાસંધાર્થ**—બેલું, ચોક, પંજો, આંગળ, કુંડી, સેંકડો વગેરે—કોઈ અમુક સંખ્યા બતાવવાને કંઈ સંજ્ઞિક શબ્દો નામ જેવાં થઈ વપરાયછે તે આ ભાગમાં આવેછે. નામ વિના જ્યારે આ શબ્દો વપરાયછે ત્યારે પદચ્છેદમાં એને નામ જેવા ગણવા.

(૫) **આવૃત્તિવાચક**—બેવડું, ત્રેવડું, ચોગણું વગેરે. આ રૂપ હરકોઈ સંખ્યાર્થને ગણું લગાડયાથી થાયછે.
વળી **એકએક, બબ્બે, ત્રણત્રણ**. એવાં રૂપ અમુક સંખ્યાનાં જોડકાં બતાવવાને વપરાયછે.

### વિશેષણ ને વિશેષ્ય.

નરજા૦ રાતો ઘોડો.

| વિભક્તિ. | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧. | રાતો ઘોડો | રાતા ઘોડા-ઓ |
| ૨. | રાતા ઘોડાને | રાતા ઘોડાને-ઓને |
| ૩. | રાતે ઘોડે-રાતા ઘોડાએ | રાતા ઘોડાએ-ઓએ |
| ૪. | રાતા ઘોડાને | રાતા ઘોડાને-ઓને |
| ૫. | રાતા ઘોડાથી | રાતા ઘોડાથી-ઓથી |
| ૬. | રાતા ઘોડાનો વ૦ | રાતા ઘોડાનો-ઓનો |
| ૭. | રાતા ઘોડામાં | રાતા ઘોડામાં-ઓમાં |

નાન્યતરજાo **રાતું ઘોડું.**

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧. | રાતું ઘોડું | રાતાં ઘોડાં-ઓ |
| ૨. | રાતા ઘોડાને | રાતાં ઘોડાંને-ઓને |
| ૩. | રાતે ઘોડે રાતા ઘોડાએ | રાતાં ઘોડાંએ-ઓએ |
| ૪. | રાતા ઘોડાને | રાતાં ઘોડાંને-ઓને |
| ૫. | રાતા ઘોડાથી | રાતાં ઘોડાંથી-ઓથી |
| ૬. | રાતા ઘોડાનો | રાતાં ઘોડાંનો-ઓનો |
| ૭. | રાતા ઘોડામાં | રાતાં ઘોડામાં-ઓમાં |

૩. **બહ્વલ્પાર્થ વિo***—ઘણું થોડું એવાં અર્થો બતાવનારાં વિશેષણને બહ્વલ્પાર્થ કહેછે—બહુ, ઘણું, સઘળું, સંધું, અલ્પ, થોડું, જરા, જરાએક, થોડુંક વગેરે.

૪. **અનિશ્ચિત વિo**—કોઈ અમુક સંખ્યા કે માપનો અર્થ નહિ બતાવતાં હોય એવાં વિશેષણો:—કોઈ કંઇ વગેરે (જોવું અનિશ્ચિત સર્વનામ).

નીચેના મનોયત્નમાં આપેલા વાક્યોમાંથી દરેક જાતનાં વિશેષણ બતાવો.

### મનોયત્ન ૪ થો.

૧ આ વર્ગમાં કેટલા છોકરા છે? ૨ વીસ છોકરા છે; તેમાં મારો નંબર બીજો છે. ૩ વાર્ષિક પરીક્ષામાં જે છોકરો ચારે વિષયમાં પાસ થશે તેને ઉપલી વર્ગમાં મુકીશું. ૪ દરેક વિષયમાં ઓછામાં ઓછી પચાસ માર્ક મળવી જોઇએ. ૫ હુશિયાર છોકરાને એ કામ કંઇ ભારે નથી. ૬ કેટલાએક છોકરા એવા છે કે તેને તો અડધી માર્ક પણ મળવાની નથી. ૭ પૈસાદાર લોકોના છોકરા મગરૂબ અને શોખીલા હોયછે. ૮ પેલો માણસ બીજાના જેવો લુચ્ચો, લોભી, કે લાલચુ નથી. ૯ મેં તમને જેટલા સવાલ પુછ્યા તેટલામાં તમારો કંઇ પત્તો લાગતો નથી. ૧૦ કાલથી હું રોજ બેવાર તમારી વર્ગમાં આવીશ, માટે ધોયલાં ને સ્વચ્છ કપડાં પહેરીને આવજો. ૧૧ મારે ઘણું કામ છે. ૧૨ કાલે સઘળા છોકરા હાજર રહેજો. ૧૩ રોજ થોડું કામ કરો પણ સારૂં ને સફાઈદાર કરો.

---

* બહ્વલ્પાર્થ (बहु + अल्प + अर्थ)—આમાંનાં કેટલાંક **બહ્વર્થ** અને કેટલાંક **અલ્પાર્થ** છે; આ પ્રમાણે જુદો જુદો અર્થ રહ્યા છતાં સામાન્ય સંજ્ઞા બહ્વલ્પાર્થ વાપરીએ છીએ; આ વર્ગના વિશેષણોને **અનિશ્ચિતમાં** લેવાય. અથવા એને સમુચ્ચયવાચક કે જથો બતાવનારાં વિo કહીએ તો ચાલે.

## સર્વનામ.

૮૭. **સર્વનામનો ઉપયોગ**—એકવાર વાપરેલું નામ તેને વિષે ઘણીવાર બોલતાં કે લખતાં, વારેવારે વાપરિયે, તો ભાષા શોભતી નથી, અને કાનને સારૂં લાગતું નથી, માટે ફરીથી તે નામ ન વાપરતાં તેને ઠેકાણે આ શબ્દો કંઈ અમુક નિયમ પ્રમાણે વાપરવામાં આવેછે. જેમકે ગોવિંદે ગોવિંદના ભાઈબંધ બાપુને કહ્યું કે ગોવિંદ બાપુ સાથે રમવાનો નથી આમાં 'ગોવિંદ' ને 'બાપુ' એ બે નામ વારેવારે વાપરતાં ભાષા સારી લાગતી નથી. એને બદલે 'ગોવિંદે પોતાના ભાઈબંધ બાપુને કહ્યું કે હું તારી સાથે રમવાનો નથી' આ પ્રમાણે બોલિયેછિયે. આમાં 'પોતાના' 'હું' તારી આ શબ્દો 'ગોવિંદ' ને 'બાપુ' આ નામ ફરીથી ન વાપરતાં તેને ઠેકાણે વાપરેલા છે. માટે એ સર્વનામ છે.

૮૮. સર્વનામ છ પ્રકારનાં છે—પુરૂષવાચક, સ્વાર્થ કે સ્વવાચક, તત્પદાપેક્ષક (સંબંધી), દર્શક, પ્રશ્નાર્થ, અનિશ્ચિત.

એમાં પુરૂષવાચક ને સ્વાર્થ એ બેને વિશેષ સર્વનામ કહેછે; કારણ કે તે માત્ર નામના અવેજી થઈને ભાષામાં વપરાયછે. અને બાકીના ચારમાં સર્વનામ છતાં ગુણવાચકનો ભાવ રહેલો છે. માટે તેને વિશેષણ સર્વનામ કહેછે.

૧. **પુરૂષવાચકસર્વનામ.**—બોલનાર પુરૂષ, જેની સાથે બોલેછે તે, અને જે પુરૂષ કે વસ્તુવિષે બોલેછે તેના નામને ઠેકાણે જે શબ્દો વપરાયછે તે.—હું, તું, તે, આપણે, આપ,

હું, એ પેહેલો પુરૂષ—બોલનાર અથવા જે બોલેછે તે.

તું, એ બીજો પુરૂષ—જેની સાથે બોલેછે તે.

તે, એ ત્રીજો પુરૂષ—જેને વિષે બોલેછે તે.

આપણે, એ પ્રથમદ્વિતીયસંધાર્થ—બોલનાર જેની સાથે બોલેછે તેને સાથે ગણીને બોલે ત્યારે 'આપણે' વાપરેછે.

આપ, બીજો પુરૂષ બહુવચન, એ માનાર્થે વધારે વિનય બતાવવાને 'તમે' ને બદલે વપરાયછે.

૨. સ્વાર્થ કે સ્વવાચક—કોઇપણ પુરૂષવાચક સર્વનામની સાથે પોતાપણાનો અર્થ સામેલ કરવાને જે શબ્દો વપરાયછે તે.—'પોતે' એ ત્રણે પુરૂષમાં અને બેહુવચનમાં એકજ રૂપે વપરાયછે. એને બદલે કોઇવાર 'પંડે' 'જાતે' 'હાથે' મેળે* આ શબ્દો વાપરેછે; આ અર્થમાં એ પણ સ્વાર્થસર્વનામ કહેવાય.

પોતપોતે—એ પણ સ્વાર્થમાં ગણાયછે; પણ એમાં 'પોતે'ના કરતાં કંઇ વિશેષ અર્થ રહેલો છે—જેમકે 'તેઓ પોતાને ઘેર ગયા' એમાં તેઓનું ઘર એકજ હતું એવો અર્થ છે; પણ 'તેઓ પોતપોતાને ઘેર ગયા' એમાં જેઓ ગયા તેમનાં ઘર જુદાં જુદાં હતાં એવો અર્થ રહેલો છે.

### વિશેષ સર્વનામનાં રૂપાખ્યાન.

#### પેહેલો પુરૂષ હું. (નર કે નારીજાતી).

| વિભક્તિ. | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ લી | હું | અમે (હમે) |
| ૨ જી | મને, મુને, મજને, મુજને | અમને, અમોને |
| ૩ જી | મેં | અમે |
| ૪ થી | મને, મુને, મજને, મુજને, મારેમાટે સારૂ ઇ૦ | અમને, અમોને અમારેમાટે સારૂ ઇ૦. |
| ૫ મી | મારાથી-† થકી, મજથી, હુંથી | અમારાથી-થકી, અમથી |
| ૬ ઠી | મારો-રી, રૂં, રા, રાં | અમારો,-રી-રૂં-રા-રાં |
| ૭ મી | મારામાં, હુંમાં | અમારામાં, અમમાં |

* આ શબ્દોની પૂર્વે છઠ્ઠી વિભક્તિનું નામ કે સર્વનામ આવે ત્યારે એઓને પદચ્છેદમાં નામ કહેવાય.

† પુરૂષવાચક સર્વનામમાં સાધારણ રીતે પાંચમીનો પ્રત્યય લગાડતાં પૂર્વે છઠ્ઠીનું રૂપ વાપરવાનો ચાલ છે. માટે એ રૂપ પહેલું લીધું છે. **હુંથી, તુંથી, તેથી,** એ રૂપો અવર ભાગોમાં વપરાયછે.

બીજો પુરૂષ 'તું' (નર કે નારીજાતી).

| વિભક્તિ. | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ લી | તું | તમે, તમો |
| ૨ જી | તને, તુને, તજને, તુજને | તમને, તમોને |
| ૩ જી | તેં | તમે |
| ૪ થી | તને, તુને, તજને, તુજને તારેમાટે સારૂ ઈ૦ | તમને, તમોને, તમારે માટે સારૂ ઈ૦ |
| ૫ મી | તારાથી-થકી, તજથી, તુજથી, તુંથી | તમારાથી-થકી, તમથી |
| ૬ ઠી | તારો-રી-રૂ-રા-રાં | તમારો રી રૂ-રા-રાં |
| ૭ મી | તારામાં તજમાં, તુજમાં તુંમાં | તમારામાં, તમમાં |

ત્રીજો પુરૂષ 'તે' (નર, નારી, ને નાન્યતર).

| વિભક્તિ. | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ લી | તે, તેણી* | તેઓ, તેઊ |
| ૨ જી | તેને | તેઓને, તેમને |
| ૩ જી | તેણે | તેઓએ, તેમણે |
| ૪ થી | તેને, તેને માટે સારૂ ઈ૦ | તેઓને, તેમને, તેઓને માટે સારૂ ઈ૦ |
| ૫ મી | તેનાથી†-થકી, તેથી | તેઓનાથી-થકી, તેમ-નાથી-થકી, તેઓથી |
| ૬ ઠી | તેનો-ની-નું-ના-નાં | તેઓનો-તેમનો-ની-નું-ના-નાં |
| ૭ મી | તેનામાં, તેમાં | તેઓનામાં તેમનામાં-તેઓમાં |

આપણે (નર કે નારી જાતી), આપ.

| વિભ૦ બહુવચન. | બહુવચન. |
|---|---|
| ૧ આપણે | આપ |
| ૨ આપણને | આપને |

* કોઈવાર સ્ત્રીને માટે આ રૂપ વપરાયછે.

† આ રૂપ પાંચમીનાજ અર્થમાં ચાલેછે, માટે એ અર્થે છઠીસાથે પાંચમી કહેવાય નહિ.

| | |
|---|---|
| ૩ આપણે | આપે |
| ૪ આપણને, આપણે માટે સારૂ ઇ૦ | આપને, આપને માટે સારૂ ઇ૦ |
| ૫ આપણાથી | આપથી |
| ૬ આપણો, ણી, ણું, ણા, ણાં | આપનો, ની, નું, ના, નાં |
| ૭ આપણામાં | આપમાં. |

| પોતે:—સ્વાર્થ | પોતપોતે |
|---|---|
| વિ૦ (એકવ૦—બહુવ૦) | (બહુવચન) |
| ૧ પોતે | પોતપોતે |
| ૨ પોતાને | પોતપોતાને |
| ૩ પોતે | પોતપોતે |
| ૪ પોતાને, પોતાને માટે સારૂ ઇ૦ | પોતપોતાને, પોતપોતાને માટે |
| ૫ પોતાથી | પોતપોતાથી |
| ૬ પોતાનો, ની, નું, ના, નાં | પોતપોતાનો, ની, નું, ના, નાં |
| ૭ પોતામાં | પોતપોતામાં. |

૩. **પ્રશ્નાર્થસર્વનામ**—પ્રશ્ન પુછવામાં જે વપરાયછે તે. જેવાંકે—**કોણ, કયો-કઇ-કયું, શો, શી, શું.**

**કોણ,**— એ કોઇપણ પુરૂષ કે સ્ત્રીને માટે વિશેષ સર્વનામની પેઠે વપરાયછે. વિશેષણ તરીકે કોઈ નામની સાથે એ ઘણું થોડું વપરાયછે.

**કયો, કઈ, કયું**—એ પુરૂષ અને સ્ત્રીના તેમજ બીજાં પ્રાણીનાં ને વસ્તુનાં નામને માટે પણ વપરાયછે-જેમકે, કયો-છોકરો, ઘોડો, અંગરખો, પાઠ વગેરે.

**શો, શી, શું**— ઘણું કરીને એકલાં વસ્તુનાં નામને માટે વપરાયછે.

| કોણ. | શો. | |
|---|---|---|
| વિ. (એકવ. ને બહુવ.) | એકવ. | બહુવ. |
| ૧. કોણ | શો | શા |
| ૨. કોણ (ચોથી વપરાયછે) | શો, | શા |

| | | |
|---|---|---|
| ૩. કોણે, કેણે | શાણે, શેણે. | શાણે, શેણે |
| ૪. કોને, કેને, કોનેમાટે સારૂ વ. | શાને, શેને | શાને, શેને |
| ૫. કોનાથી, કેનાથી | શાથી | શાથી |
| ૬. કોનો,-કેનો,-ની-નું-ના-નાં | શાનો-શેનો વ૰ | શાનો-શેનો વ૰ |
| ૭. કોનામાં, કેનામાં | શામાં, શેમાં, શે | શામાં, શેમાં, શે. |

શું નાં રૂપ પેહેલી ને બીજી વિભક્તિ શિવાય શેનાં જેવાં થાયછે. અને બહુવચનમાં **શાં** થાયછે.

**શા** ઘણું કરીને પહેલી ને બીજીમાંજ વપરાયછે.

(૪) **દર્શક સર્વનામ**—આગળ જેને વિષે વાત થઈગઈ હોય તે નામને જાણે આંગળીએ કરીને બતાવતાં હોય એવો અર્થ જે દેખાડેછે તે.—જેવાં કે, **આ, એ, તે, પેલો-પેલી, પેલું, ફલાણો-ફલાણી-ફલાણું, ઓલો, ઓલી, ઓલું** વગેરે.

**આ**—એ પોતાની પાસેનો કે ઘણોજ નજીકનો પદાર્થ [દર્શાવેછે.

**એ**—એનાથી જરા દૂરનો પદાર્થ દર્શાવેછે.

**તે**—તેનાથીએ દૂરનો પદાર્થ દર્શાવેછે.

**પેલો,-પેલી-પેલું,-ઓલો*- ઓલી-ઓલું.**—એ પ્રાણી આઘેનો કે આગળ થોડા વખત ઉપર વાત થઈ ગએલો એવો પદાર્થ દર્શાવેછે.

**ફલાણો-ણી ણું,**—એ સંશયથી કોઈ પ્રાણી, પદાર્થનું નામ ધાર્યાવિના બોલવું હોય ત્યારે વપરાયછે.

આમાંના કોઈ દર્શક સર્વનામ જ્યારે નામની સાથે વપરાયલાં હોય ત્યારે તેને પદચ્છેદમાં દર્શકવિશેષણ કહેવાં, જેમકે— આ ચોપડી, એ વાત, તે છોકરો, પેલું કામ, ઓલો ભાયડો, ફલાણો માણસ, વગેરે.

'**આ, એ, તે,**' નું રૂપાખ્યાન પુરૂષવાચક '**તે**' ની પેઠે થાયછે '**પેલો-પેલું, ઓલો-ઓલું, ફલાણો-ફલાણું**' એનું રૂપાખ્યાન વિકારી વિશેષણની પેઠે થાયછે. અને '**પેલી**' વગેરે નારીજાતીનું રૂપાખ્યાન ઈકારાંત નામની પેઠે થાયછે.

૫. **સંબંધી સર્વનામ**—કોઇ વિષયનું નામ બોલ્યા પછી તેને વિષે વિશેષ વિવેચન કરતાં તેનું સંબંધી થઇ જે વપરાયછે, તેને સંબંધી સર્વનામ કહેછે.—ગુજરાતીમાં 'જે' એજ સંબંધી સર્વનામ છે. એને તત્પદાપેક્ષક કહેછે.—(તત્ + પદ + અપેક્ષક = સં० તત્ = 'તે' એ પદની જેને જરૂર છે એવું) આગળ જે વાપરચું કે પાછળ દર્શક સર્વનામ 'તે' વાપરવુંજ પડેછે.—ગુજરાતીમાં 'જે' કોઈવાર અધ્યાહાર રહેછે. પણ 'તે' તો જોઇએજ—જેમકે તમારે (જે) જોઇએ તે લો.

'જે'નું રૂપાખ્યાન 'તે'ની પેઠે થાયછે.

દર્શક સર્વનામ 'આ' 'ઓ' 'તે' પ્રશ્નાર્થનું રૂપ 'કે' અને સંબંધી સર્વનામ 'જે' એના ઉપર કેટલાક પ્રત્યય આવીને વિવિધ અર્થ બતાવનાર બીજાં રૂપો સાધિત થાયછે.

| પ્રત્યય. | અર્થ. | રૂપ. |
|---|---|---|
| વો, વી, વું | ગુણાર્થ | આવો, આવી, આવું |
| | | એવો, એવી, એવું |
| | | તેવો, તેવી, તેવું |
| | | કેવો, કેવી, કેવું |
| | | જેવો, જેવી, જેવું |
| વડો, વડી, વડું | કદાર્થ— | આવડો, આવડી, આવડું |
| | | એવડો, એવડી, એવડું |
| | | તેવડો, તેવડી, તેવડું |
| | | કેવડો, કેવડી, કેવડું |
| | | જેવડો, જેવડી, જેવડું |
| ટલો, ટલી, ટલું | ગણાર્થ— | આટલો, આટલી, આટલું |
| | | એટલો, એટલી, એટલું |
| | | તેટલો, તેટલી, તેટલું |
| | | કેટલો, કેટલી, કેટલું |
| | | જેટલો, જેટલી, જેટલું |

આ રૂપોનું વિકારી વિશેષણની પેઠે રૂપાખ્યાન થાયછે. પદચ્છેદમાં નામની સાથે હોય ત્યારે એને વિશેષણ કહેવાં. પણ કોઈ વિશેષણ કે ક્રિયાવિશેષણનો ગુણ બતાવે ત્યારે ક્રિયાવિશેષણ છે.

મ રિત્યર્થ. આમ, એમ, તેમ, કેમ, જેમ.

આં કે યાં સ્થળાર્થ. યાં, હીં, ત્યાં, કયાં, જ્યાં.

આ રૂપો ખરાં ક્રિયાવિશેષણ છે. પણ કોઈવાર નામ જેવાં થઈ વપરાયછે ત્યારે એને વિભક્તિના પ્રત્યય લાગેછે:—જેમકે કયાંથી, ત્યાંથી, આમથી વગેરે.

૬. અનિશ્ચિત (સામાન્ય) સર્વનામ—જેમાં મોઘમપણાંનો અર્થ રહેલો છે તે:—ત્રણે જાતિમાં એકજ રૂપે રહે એવાં (અવિકારી)—કોઈ, કાંઈ, કંઈ, કોઈક, કોઈએક, કાંઈક, કાંઈએક, કંઈક, કંઈએક, હરકોઈ, હરકાંઈ, હરકંઈ, કો, કોક, હરેક, દરેક, એકએક, સર્વ, સહુ, અમુક, અન્ય, અવર.

ત્રણે જાતિમાં ફરે એવાં (વિકારી) કશો, કશી, કશું, એકલો, એકલી, એકલું, બીજો, બીજી, બીજું (એકબીજું) થોડોક, થોડીક, થોડુંક, કેટલોક, કેટલીક, કેટલુંક, વગેરે.

સઘળું, બધું, થોડું વગેરે બહુત્વાર્થ શબ્દો પણ અનિશ્ચિતમાં લેવાય.

કોઈ, કાંઈ, કંઈ. ને એ ઉપરથી થતાં બીજાં રૂપ અને અમુક, અન્ય, અવર એ બંને વચનમાં વપરાયછે. હરકોઈ, હરકાંઈ, હરકોઈ, હરેક, દરેક એ એકવચનમાંજ રહેછે.

સઘળો-સઘળું, ઘણો-ઘણું, થોડો-થોડું, કેટલોક-કેટલુંક વગેરે એકવચનમાં જથો બતાવેછે ; પણ એનાં બહુવચનનાં રૂપ ઘણું કરીને સંખ્યાને અર્થે વપરાયછે:—કેટલાંક-થોડાંક માણસ, કેટલાએક લોકો વગેરે.

કોઈ પુરૂષ અથવા વસ્તુનાં નામ ઉપર ભાર મુકીને બોલતાં કે તે એકજ એવો અર્થ બતાવવામાં 'એકલું' વપરાયછે:— 'તું એકલો શું કરશે?'

## પદચ્છેદને લગતી વિશેષ સૂચના.

કોઈ સામાન્ય કૃદંત કે આખું વાક્ય નામ તરીકે વપરાયલું છે એમ બતાવવાને તેની સાથે દર્શક સર્વનામ **તે** કે **એ** વાપરવાનો ચાલ છે:—જેમકે 'બોલવું **એ** ઠીક છે'; 'તમે ગાળ દોછો **તે** સારૂં નથી.' પણ પાછળ આવતા વાક્યને દર્શાવવાને આગલા વાક્યમાં **એવું** કે **એમ** વાપરેછે: જેમકે 'તેણે **એવું** કહ્યું કે હું તો નહિ આવું;' 'તે **એમ** બોલ્યો કે તમારાથી થાય તે કરી લો.' આ વાક્યોમાં **એવું, એમ** એ ક્રિયાવિશેષણ જેવા દેખાયછે, પણ પાછળના વાક્યને દર્શાવેછે માટે પદચ્છેદમાં એને **દર્શક** કે **પ્રવેશક** સર્વનામ કહેવાય;—કારણ કે પાછળનું વાક્ય એને સમાનાર્થ છે. **એવું, એમ** કોઈવાર **એ** કે **તે**ને ઠેકાણે પણ દર્શક સર્વનામ તરીકે વપરાયછે.

'તેઓ **એક બીજાને** કહી દેછે,' 'તેઓ **એક બીજાથી** ડરતા નથી' આવાં વાક્યોમાં **એક** કર્તા ને સમાન વિભક્તિમાં છે. અને **બીજાને, બીજાથી** એ ક્રિયાપદના સંબંધમાં જાયછે.

જ્યારે કોઈ નામ તેને માટે વપરાયલા સર્વનામની સાથે વાપરવામાં આવેછે ત્યારે કેટલીક વાર બેઉને વિભક્તિના પ્રત્યય લાગેછે અને કોઈવાર એકલા નામનેજ લાગેછે:— **મને ગરીબને** શા માટે રીબાવોછો, **હું** રંકઉપર આટલો જુલમ? **મારૂં** ગરીબનું કહ્યું માનો. એમાં **મને, હું, મારૂં** એ સર્વનામને તેની પર્યાના નામને સમાન વિભક્તિ કહેવી.

નિચેના મનોયત્નમાં આપેલાં વાક્યોમાંથી દરેક જાતનાં સર્વનામ બતાવો. તથા તેની જાતિ વિભક્તિ ને વચન કહો.

## મનોયત્ન ૫ મો.

૧ આ કોની ચોપડી છે? ૨ તે છોકરે જવાબ દીધો 'એ મારી છે, સાહેબ.' ૩ આપની પાસે તે દહાડે વેચાતી લીધેલી તે. ૪ તમે એવું શું આપ્યું હતું? ૫ મને કંઈ યાદ નથી, તમારી નોંધમાં જે લખેલું હોય તે ખરૂં. ૬ ઠીક છે હું મારી નોંધમાં જોઈને તને કહીશ. ૭ આપણે એમાંની બીજી કેટલી જોઈશું? ૮ જેટલી જોઈએ તેટલી ગણીને મને કહો. ૯ પેલું તમને નોંધ્યું હતું તેનું શું થયું? ૧૦ તેઓ કયા એ કેમ જણાય? ૧૧ જે એવું કહે કે અમે નથી જાણતા તેને તમારે ઉપર મોકલવા. ૧૨ આ વર્ગમાં તો કોઈ એમ કહેતું નથી. ૧૩ છગનલાલ, તમે પોતે જાઓ અને તમારા એકલાથી ન થાય તો બીજાઓને લેતા જાઓ. ૧૪ થોડાએક એવા છે ખરા પણ તે એકબીજાનાં નામ બતાવતા નથી. ૧૫ એ કોણ છે અને ક્યાંનો રહેવાસી છે તે શાથી જણાય? ૧૬ એ સુરતનો વતની છે એમ શી રીતે જણાય?

## ક્રિયાપદ.

૮૯. **ક્રિયાપદ**[1]—કોઈપણ જાતની ક્રિયા (અસ્તિ, સ્થિતિ, ગતિ, કૃતિ વિ૦) કાળસહિત જે શબ્દવડે જણાયછે તે:—લખુંછું, વાંચી, વાંચતો હતો, જવાનો છું, બોલીશ. વાક્યમાં ક્રિયાપદના મુખ્ય સંબંધી **કર્ત્તા** અને **કર્મ** છે.

૯૦. **કર્ત્તા**—ક્રિયાનો કરનાર તે ક્રિયાપદનો કર્ત્તા કહેવાય. જેમ '**છોકરો** વાંચેછે.' એમાં વાંચવાની ક્રિયા કરનાર છોકરો છે તેથી '**છોકરો**' એ 'વાંચેછે' ક્રિયાપદનો **કર્ત્તા**.

**કર્ત્તા ઓળખવાની રીત.** સાધારણ રીતે ક્રિયાપદને 'કોણ'થી પ્રશ્ન પુછવાથી કર્ત્તા ઓળખાયછે. 'છોકરો વાંચેછે' એમાં વાંચેછે ક્રિયાપદને 'કોણ'થી પ્રશ્ન પુછીએ-કોણ વાંચેછે? જવાબ—'**છોકરો**' (વાંચેછે); એટલે '**છોકરો**' એ **કર્ત્તા**.

૯૧. **કર્મ**—ક્રિયાનો સહન કરનાર એટલે જેના ઉપર ક્રિયા થાયછે તે અથવા કર્ત્તાનું સાધેલું કે ઉપજાવેલું કામ (ફળ)-તે ક્રિયાપદનું કર્મ કહેવાય—તેણે **છોકરાને** માર્યો, મેં **ચોપડી**

---

[1] ક્રિયાપદ (क्रिया=કંઈ કરવું તે, पद=શબ્દ) ક્રિયા બતાવનાર શબ્દ.

લખી, સુથારે પેટી ઘડી, એમાં ૧લામાં મારવાની ક્રિયાને સહન કરનાર 'છોકરાને' છે. ને ૨ જા ને ૩ જામાં 'ચોપડી' અને 'પેટી' એ કર્ત્તાનું સાધેલું કે ઉપજાવેલું કામ બતાવેછે. માટે 'છોકરાને' 'ચોપડી' 'પેટી' એ કર્મ કહેવાય.

**કર્મ ઓળખવાની રીત.**—કોને અથવા શું શબ્દવડે પ્રશ્ન પુછવાથી કર્મ માલમ પડેછે :—જેમકે ઉપલા ત્રણ દાખલામાં 'કોણ' શબ્દથી સવાલ પુછતાં તો 'તેણે,' 'મેં,' 'સુથારે' એવો જવાબ આવશે, તે તો કર્ત્તા છે.—પણ કોને માર્યો? જ૦ છોકરાને; શું લખ્યુ? જ૦ ચોપડી; શું ઘડયું? જ૦ પેટી; એટલે છોકરાને, ચોપડી, પેટી એ કર્મ છે એમ સિદ્ધ થાય.

**૯૨. વર્ણ** (જાત)—કોઈ ક્રિયાપદને એકલો કર્ત્તા અને કોઈને કર્ત્તા ને કર્મ બેઉ હોયછે; આ ઉપરથી ક્રિયાપદના મુખ્ય બે પ્રકાર થાયછે તેને ક્રિયાપદનો વર્ણ કહેછે:—**૧ અકર્મક. ૨ સકર્મક.**

**૯૩. અકર્મક ક્રિ૦**[1]—જેના કર્ત્તાની ક્રિયા કર્ત્તામાંજ રહેછે, પણ બીજા માણસ કે વસ્તુ ઉપર લાગુ પડતી નથી તે:—જેમકે છોકરો ઉંઘેછે, હું જાઉછું, તે બેઠો છે વ૦.

કોણ અને શુંથી પ્રશ્ન પુછતાં તે બેઉનો જવાબ એકજ આવે તો તે અકર્મક ક્રિ૦ જાણવું:—જેમકે તે દોડેછે: એમાં 'કોણ દોડેછે?' જ૦ તે; 'શું દોડેછે'? જ૦ તે; માટે દોડેછે એ અકર્મક.

અકર્મકક્રિયાપદમાં અસ્તિ, સ્થિતિ, અને ગતિવાચક ક્રિયાપદો આવેછે.

અસ્ત્યર્થ—હોવું, થવું (તે મારો ભાઇ થાયછે.)

---

૧ અકર્મક (अ= નહિ, कर्मक= કર્મવાળા) જેને કર્મ નથી તે.

સ્થિત્યર્થ—વસવું, રહેવું વ૦ ( તે સુરતમાં રહેછે. ) (વિશેષણોની સાથે હો ધાતુ આવીને અનેક પ્રકારની સ્થિતિ બતાવેછે.)

ગત્યર્થ—જવું, આવવું, ચાલવું, દોડવું વગેરે.

કેટલાંક અકર્મક ક્રિયાપદોમાં એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં જવું એવો અર્થ રહેલો છે તેને સ્થિતિવિકારાર્થ કહેછે:—જેમકે તે રાજા **થયો**, હું નોકર **રહ્યો**; આવાં ક્રિયાપદને કર્મજેવાં કોઇ નામની જરૂર છે; એ નામ કર્ત્તાને સમાન પ્રથમા વિભક્તિમાં આવેછે. અને એને કર્મ નહિ પણ **ક્રિયાપૂર્ણી** કહેવાય. ઉપલાં વાક્યોમાં **રાજા, નોકર** એ ‘ થયો ’ ‘ રહ્યો ’ ના ક્રિયાપૂર્ણી છે.

૯૪. **સકર્મક ક્રિ૦**—જેના કર્ત્તાની ક્રિયા બીજા માણસ અથવા વસ્તુ ઉપર લાગુ પડેછે તે:—જેમકે હું ચોપડી **લખુંછું**, તેણે મને **બોલાવ્યો**.

કોણ અને શુંથી પ્રશ્ન પુછતાં બેઉના જવાબ જુદા જુદા આવે તો તેને સકર્મક ક્રિ૦ જાણવું :—જેમકે હું ચોપડી **લખુંછું** : એમાં ‘ કોણ લખેછે અથવા લખનાર કોણ?’ જ૦ હું; ‘ શું લખેછે અથવા લખવાનું શું?’ જ૦ ચોપડી; આ પ્રમાણે બેઉના જવાબ જુદા આવ્યા માટે **લખુંછું** એ સકર્મક.

૯૫. કેટલાંએક સકર્મક ક્રિયાપદને બે કર્મ હોયછે તેને **દ્વિકર્મી ક્રિયાપદ** કહેછે. એના બે પ્રકાર છે:— **પ્રદાયક** અને **કારક**.

૯૬. **પ્રદાયક ક્રિ૦**— કોઈને કંઈ આપવું એવો અર્થ જેમાં રહેલો હોય તે:—જેવાંકે. આપવું. દેવું, અર્પવું, મોકલવું વ૦. વળી મારવું, પીરસવું (મુકવું, મેલવું), કહેવું વગેરે અર્થનાં ક્રિયાપદ પણ પ્રદાયકમાં ગણાય.

૯૭. **કારક ક્રિ૦**—કોઈને એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં મુકવું એવો અર્થ જેમાં રહેલો હોય તે:—જેવાંકે. નિમવું, બનાવવું, કરવું, કહેવું (નામ આપવું) વગેરે.

૯૮. આવાં પ્રદાયક અને કારક* ક્રિયાપદોની સાથે જેને કંઈ અપાયછે અથવા કર્ત્તાની ક્રિયા પ્રાપ્ત થાયછે તે નામ ચતુર્થીમાં

* કારક ક્રિયાપદના અનુપ્રાપ્ય કર્મમા સંપ્રદાનનો અર્થ નથી તેમજ એનાં બેઉ કર્મ એકજ જાતનાં છે તેથી એને દ્વિતીયામાં લેવાય.

આવેછે અને તેને **અનુપસ્થ** કર્મ કહેછે. જેમકે '**તેણે મને** પાંચ રૂપીઆ આપ્યા,' 'માસ્તરે **લલ્લુભાઈને** મોનિટર બનાવ્યો' એમાં **મને, લલ્લુભાઈને** એ અનુપસ્થ કર્મ છે. અને **રૂપીઆ, મોનિટર** એ **ઉપસ્થ** (નજીકનું) કર્મ કહેવાય.

૯૯. **ઉભયવર્ણ ક્રિ૦**—જે ક્રિયાપદ કોઈવાર અકર્મક ને કોઈવાર સકર્મક તરિકે વપરાતાં હોય તે ઉભયવર્ણ ક્રિ. કહેવાય; પણ પદચ્છેદમાં તો અકર્મક હોય ત્યાં અકર્મક ને સકર્મક હોય ત્યાં સકર્મક એમજ કહેવું.

**૧૦૦. ભાવકર્તૃક ક્રિ૦**—જે ક્રિયાપદનો કર્ત્તા છૂટો જણાતો નથી પણ તેના ભાવાર્થમાંજ સમાયલો હોયછે તેને ભાવકર્તૃક ક્રિ૦ કહેવાય:—જેમકે 'મારા પેટમાં **દુખેછે,**' 'આજ મને **ગમતું નથી,**' 'બાપ દિકરાને **બનતું નથી,**' 'આજ બહુ **વરસ્યું,**' એમાં **દુખેછે, ગમતું નથી, બનતું નથી, વરસ્યું,** એ ભાવકર્તૃક ક્રિ૦ છે. કેમકે એનો કર્ત્તા શોધતાં '**દુખવાનું** કે દુખ,' 'ગમવાનું' 'બનવાનું કે બનાવટ,' 'વરસવાનું કે વરસાદ' એવો એના ભાવાર્થમાંથી કાઢી બતાવાય.

**૧૦૧. અકર્તૃક ક્રિ૦***—જે ક્રિયાપદનો કર્ત્તા દેખાતો ન હોય તેમજ ભાવાર્થમાં ભળેલો ન હોય પણ અધ્યાહાર જેવો હોય તે:—જેમકે '**ગમે** તે કર,' '**સુઝે** તે કરો,' '**રૂચે** તે કરે,' એમાં ગમે, સુઝે, **રૂચે** એને અકર્તૃક ક્રિ૦ કહેછે. એનો કર્ત્તા 'જે' અધ્યાહાર જેવો છે.

---

*'ગમે તે કર,' 'સુજે તે કરો,' 'રૂચે તે કરે,' આવાં ટુંકાં રૂપ વાપરવાનો ઘણો ચાલ પડી ગયો છે; પણ એનાં પૂર્ણ રૂપ 'તને જે ગમે તે કર,' 'તમને જે સુઝે તે કરો,' 'તને જે રૂચે તે કરે,' એ પણ વપરાયછે, માટે 'ગમે,' 'સુઝે,' 'રૂચે,' એ ખરેખરા અકર્તૃક (કર્તા વગરનાં) ક્રિયાપદ જેવાં નથી. એતો 'ચાહે,' અને 'દેખ' ક્રિયાપદના સહ્યરૂપને બદલે વપરાતાં ક્રિયાપદ જેવાં છે, અને 'લાગે,' 'ભાસે,' (જોવું વિભ૦) આવાં ક્રિયાપદની પેઠે એનું સંબંધી નામ કે સર્વનામ ચોથીમાં લઈ ભાષામાં વપરાતાં દેખાયછે.

નીચેના મનોયત્નમાં આપેલાં વાક્યોમાંના ક્રિયાપદનો વર્ણ કહો તથા તેના કર્ત્તા કર્મ બતાવો.

મનોયત્ન ૬ ઠ્ઠો.

૧ છોકરાંઓ દોડેછે. ૨ ગાયને ચાર પગ ને એક પુંછડી હોયછે. ૩ તે ગમેછે. ૪ છેરાંઓ ગાયછે. ૫ લલ્લુએ મને બે કલમ આપી છે. ૬. તેની કિમત પુછજો. ૭ હું પાનાં રમુંછું. ૮ તમે એક સારૂં ગાયન ગાઓ ૯ પેલા બધાઓ હસેછે. ૧૦ મારૂં માથું દુખેછે. ૧૧ મને બહુ વાગ્યું. ૧૨ હું કોનુ ઓસડ કરૂં ? ૧૩ તમે તો મને હસોછો. ૧૪ હું હવેથી તમને ડાહ્યાભાઇ કહીશ. ૧૫ મને મોનીટર કરો તો ઠીક.

---

૧૦૨. ક્રિયાપદની બાબતમાં તેનો મૂળ (ધાતુ) ભેદ, અર્થ, કાળ, જાતિ, વચન, પુરૂષ, પ્રયોગ વગેરે જાણવાં જોઇએ.

મૂળ (ધાતુ)

૧૦૩. મૂળ—ગુજરાતીમાં ક્રિયાપદનું ટુંકું રૂપ જેને પ્રત્યયો લગાડાયછે તે. અને સંસ્કૃતના જે રૂપ ઉપરથી એ નિકળતું હોય તે ધાતુ કહેવાય:—જેમકે સં. कृ ધાતુ ઉપરથી ગુજરાતીમાં કર, થયું એ મૂળ કહેવાય.

સંસ્કૃત ધાતુની નિયમિત સંખ્યા છે. અને તે ઉપરથી નિકળેલા ગુજરાતી મૂળ રૂપની પણ અમુક નિયમિત સંખ્યા બંધાય. આ મૂળ રૂપને સિદ્ધ શબ્દ કહેછે. અને એની સાથે વિવિધ પ્રત્યય ઉપ-સર્ગાદિ આવીને અનેક શબ્દો થાયછે તે સાધિત શબ્દ કહેવાય.

---

ભેદ.

૧૦૪. ભેદ—ક્રિયાપદના મૂળરૂપને એવી રીતે ફેરવીને બોલીએ કે તેથી અર્થ નહિ બદલાય પણ વાક્યનો મરોડ ફરે તેને ભેદ કહેછે. મુખ્ય ભેદ બે છે:—મૂળભેદ અને સાધ્યભેદ.

૧૦૫. મૂળભેદ—ક્રિયાપદના મૂળરૂપ ઉપર પ્રત્યયો આવીને જે રૂપ થાયછે તે. એમાં કારકનો અર્થ રહેલો છે: જેમકે 'તે જાયછે,' 'મેં કાગળ લખ્યો.' એમાં જાયછે, લખ્યો એ મૂળભેદ છે.

૧૦૬. **સહ્યભેદ**--ક્રિયાપદનું મૂળરૂપ બદલાઈને તેમાં સહ્યાર્થ આવે ત્યારે સહ્યભેદ કહેવાય:— જેમકે 'તેનાથી જવાયછે,' 'મારાથી કાગળ લખાયો.' એમાં જવાયછે, લખાયો એ સહ્યભેદ કહેવાય.

૧૦૭. વળી સહ્યભેદમાં શક્યાર્થ (શક્તિનો અર્થ) ભળેલો છે, તેથી એને **શક્યભેદ** પણ કહેછે. પરંતુ અકર્મક ક્રિયાપદના આ રૂપમાં શક્યાર્થ ખુલ્લો જણાયછે— જેમકે 'મારાથી ચલાતું નથી,' 'તમારાથી આવાય તો આવજો,' 'જવાય તો જજો,' વગેરે. માટે અકર્મકના સહ્યરૂપને શક્યભેદ અને સકર્મકના એ રૂપને સહ્યભેદ કહેવો.

### ૧૦૮. સહ્યભેદનો પ્રત્યય તથા એ બનાવવાની રીત.

સહ્યભેદનો પ્રત્યય '**આ**' છે. એ મૂળરૂપને લાગ્યા પછી કાળ વગેરેના પ્રત્યયો લગાડાયછે અને એ પ્રત્યય હોય ત્યાં ય લાગેછે. (જોવું, કાળના પ્રત્યય):— જેમકે કરાય, વંચાયું, લખાશે વગેરે.

(૧) ક્રિયાપદના મૂળરૂપમાં વચ્ચે કે છેડે '**આ**' હોય તો સહ્યભેદનો પ્રત્યય લાગતા પહેલાં તેનો '**અ**' થાયછે:— જેમકે **માર-મરાય, નાંખ-નંખાય, ખા-ખવાય** વગેરે.

(૨) અકારાંત શિવાયના કોઈ મૂળ— જેવાંકે **સુ, પી, લે, દે, ખા, જા, કહે, સાહે, રહે,** વગેરેને સહ્યભેદનો પ્રત્યય લગાડતાં પહેલાં છેડે '**વ્**' ઉમેરવો પડેછે:— જેમકે સુવાય, પીવાય, ખવાય, કહેવાય વગેરે.

૧૦૯. **પ્રેરકરૂપ***( પ્રયોજ્યાર્થ )—ક્રિયાપદનો કર્ત્તા પોતાને

---

*પ્રેરકરૂપમાં મૂળના રૂપમાં ફેરફાર થતાં અર્થવિકાર પણ થાયછે માટે એને ભેદ તરીકે લીધો નથી. વળી એ રૂપનો સહ્યભેદ પણ થાયછે:— જેમકે 'પડાવ' એનો સહ્યભેદ પડાવાય, લખાવ-લખાવાય, જગાડ-જગાડાય વગેરે.

હાથે ક્રિયા નહિ કરતાં બીજાની પાસે કે બીજાને કહીને કરાવે ત્યારે જે રૂપ વપરાયછે તે:—જેમકે 'ભાઈદાસ પલંગ પાથરેછે' એમાં પાથરવાની ક્રિયા ભાઈદાસ જાતે કરેછે; પણ ભાઈદાસ પલંગ પથરાવેછે' એમાં પાથરવાની ક્રિયા ભાઈદાસ જાતે કરતો નથી પણ બીજા કોઈની પાસે કરાવેછે, માટે પથરાવેછે એ પ્રેરકરૂપ કહેવાય. આ રૂપને એક ત્રીજો ભેદ પણ ગણેછે.

## પ્રેરકરૂપ બનાવવાની રીત તથા તેના પ્રત્યય.

૧૧૦ પ્રેરકરૂપના પ્રત્યય—ક્રિયાપદના મૂળરૂપને **આવ**, કે આડ પ્રત્યય લગાડ્યાથી પ્રેરકરૂપ થાયછે: જેમકે લખાવ, વંચાવ, જમાડ, રમાડ, ખવાડ, સુવાડ વગેરે.

(૧) ક્રિયાપદના મૂળ રૂપમાં વચ્ચે કે છેડે **આ** હોય તો પ્રેરકરૂપનો પ્રત્યય લગાડતાં પહેલાં તેનો અ કરવો પડેછે:— જેમકે 'પાડ–પડાવ,' 'ખા–ખવાડ' વગેરે.

(૨) અકારાંત મૂળને અર્ણું કરીને પ્રેરક થતાં **આવ** પ્રત્યય લાગેછે; પણ કેટલાંકને નથી લાગતો:—જેમકે જમ–જમાડ, રમ–રમાડ, જાગ–જગાડ વગેરે.

(૩) અકારાંત શિવાયના ક્રિયાપદ, જેવાંકે સુ, પી, બી, લે, દે, ખા વગેરે ક્રિયાપદને અર્ણું કરીને **આડ** પ્રત્યય લાગેછે; અને તે લાગતાં પહેલાં મૂળરૂપને છેડે વ્ ઉમેરવો પડેછે: જેમકે સુવાડ, પીવાડ, લેવાડ, દેવાડ, ખવાડ, કહેવાડ વગેરે.

(૪) કેટલાંકનું પ્રેરકરૂપ વપરાતુંજ નથી:— જેમકે 'જા' એનું જવાડ કે 'આવ' એનું 'અવાડ' એવું રૂપ વાપરતા નથી; પણ એ અર્થે '**મોકલ**' ક્રિયાપદ વપરાયછે.

૧૧૧. ઘણા ખરાં અકર્મક ક્રિયાપદને પ્રેરક રૂપમાં લેતાં પહેલાં સકર્મક કરવાં પડેછે તેને **કર્માક** રૂપ કહેછે: પદચ્છેદમાં તો એને સકર્મક ક્રિયાપદ કહેવાય.

૧૧૨. અકર્મક ઉપરથી સકર્મક બનાવવાની રીત:—છેલ્લા અક્ષરની પાસેના સ્વર અનો આ કરવાથી કર્મકરૂપ થાયછે. કોઈવાર અનો એ અને ઉનો ઓ કરવો પડેછે. બધા અકર્મક ક્રિયાપદનું કંઈ કર્મક રૂપ થઈ શકે નહિ. થોડાએકનું થાયછે તે નીચે આપ્યા છે.

| અકર્મક. | કર્મકરૂપ. | અકર્મક. | કર્મકરૂપ. | અકર્મક. | કર્મકરૂપ. |
|---|---|---|---|---|---|
| ગળ | ગાળ | તર | તાર | ભળ | ભેળ |
| ચર | ચાર | તુટ | તોડ | મર | માર |
| ઝર | ઝાર | દબ | દાબ | વળ | વાળ |
| ટળ | ટાળ | નમ | નામ | ઉછર | ઉછેર |
| ઠર | ઠાર | પડ | પાડ | ઉકળ | ઉકાળ |
| ડબ | ડાબ | ફુટ | ફોડ | ઉતર | ઉતાર |
| ઢળ | ઢાળ | બળ | બાળ | | |

કેટલાંક સકર્મક થતાં પ્રેરક જેવાં દેખાય પણ તેમાં પ્રેરણાનો અર્થ નથી;—જેવાં કે, ભણ-ભણાવ, (શીખવ) મળ-મેળવ (સંપાદન કર). આવાં કેટલાંક રૂપોના અર્થનો વિચાર કરતાં તેમાં પ્રેરણા ન હોય તો રૂપ ઉપરથી પ્રેરક લેવાય નહિ.

---

## અર્થ કે વાચ.

૧૧૩. અર્થ—કોઈ ક્રિયાવિષે બોલતાં કર્ત્તાના મનનો ભાવ કેવા પ્રકારનો છે એ જેથી જાણાય તેને અર્થ કે વાચ કહેછે. મુખ્ય અર્થ ત્રણ છે:—નિશ્ચયાર્થ, સંશયાર્થ અને આજ્ઞાર્થ.

૧૧૪. નિશ્ચયાર્થ—બોલનાર કોઇ વસ્તુવિષે, સાધારણ રીતે, થઈગઇ, થાયછે, કે થશે એટલુંજ ફકત જાણાવે એવો અર્થ તે નિશ્ચયાર્થ:— જેમકે 'તે કાલે ગયો,' 'હું પાઠ વાંચુંછું,' 'રામદાસ આવતે બુધવારે આવશે,' એમાં ગયો, વાંચુંછું, આવશે એ નિશ્ચયાર્થ છે.

**૧૧૫. સંશયાર્થ**—કોઈ ક્રિયાવિષે બોલનારના મનમાં સંદેહ રહેલો હોય કે 'થાય કે ન થાય' અથવા કોઈ શરત ઉપર કંઈ ક્રિયા થવાનો સંભવ હોય એવો અર્થ તે સંશયાર્થ :—જેમકે 'એ વાત ખરી પણ **હોય**,' 'હું કદાચ કાલે **જાઉં**,' 'જો તું **કહેત** તો હું આવત.' એમાં **હોય, જાઉં, કહેત** એ સંશયાર્થ છે.

૧૧૬. નિશ્ચયાર્થ અને સંશયાર્થના રૂપ કેટલીકવાર એક સરખાં હોયછે તે અર્થ ઉપરથી ઓળખવાં :— જેમકે 'તે એવું **બોલે** એમાં નવાઇ નથી,' એમાં **બોલે** નિશ્ચયાર્થ છે. પણ 'તે એવું **બોલે** તો માર્યો જાય,' એમાં બોલે સંશયાર્થ છે. એને **સંકેતાર્થ** પણ કહેછે.

**૧૧૭ આજ્ઞાર્થ**— સાધારણપણે હુકમ કરવામાં આવે તે આજ્ઞાર્થ:—જેમકે 'તું તારો પાઠ **વાંચ**,' '**જાઓ**, મહેતાજીને **બોલાવો**,' 'તમે કાલે **આવજો**.' એમાં **વાંચ, જાઓ, બોલાવો, આવજો** એમાં આજ્ઞાર્થ રહેલો છે.

૧૧૮. શુદ્ધ આજ્ઞાર્થ માત્ર બીજા પુરૂષમાં અને વર્તમાન કે ભવિષ્યકાળમાં આવેછે. એમાં પ્રાર્થના (વિનંતિ), ઉપદેશ, આશીર્વાદ, શાપ વગેરે અર્થો રહેલા છે.

પ્રાર્થના—અરે પ્રભુ! તું અમારાં પાપ માફ કર.
ઉપદેશ—એને બબ્બે કલાક ઘેર ભણાવો.
આશીર્વાદ—ઘરડા ડોસા થાઓ ને સુખી રહો.
શાપ—તમે રખડી રઝળીને મરો.

ભવિષ્યકાળમાં શે, શો ને બદલે જે, જો પ્રત્યય આવેછે:—નિશ્ચ૦ **આવશે**; આજ્ઞા૦ **આવજે**. નિશ્ચ૦ **આવશો** ; આજ્ઞા૦ **આવજો**.

૧૧૯. સામાન્ય કૃદંતનું રૂપ (જોવું, કૃદંતનાં રૂપ). પણ આ અર્થમાં વપરાયછે; એમાં આજ્ઞાની સાથે ફરજ, પ્રાર્થના વગેરેનો અર્થ રહેલો છે:— જેમકે

ફરજ—નિશાળીઆએ મહેતાજીનો હુકમ માનવો.

પ્રાર્થના—મહેરબાની કરીને તમારે એટલું કામ બજાવવું.

વળી જ્યારે પ્રશ્ન પુછવામાં આવે ત્યારે તે પ્રશ્નાર્થ કહેવાય: જેમકે તમે શું કરોછો? તે ક્યારે આવ્યો? પણ એ નિશ્ચયાર્થનાં રૂપ છે એટલે એને નિશ્ચયાર્થમાં ગણવાં.

---

### કૃદંત.

**૧૨૦. કૃદંત**—ક્રિયાપદ ઉપરથી સાધિત થયલા શબ્દો જેમાં ક્રિયાનો તેમજ નામ વિશેષણ કે અવ્યયનો અર્થ આવે પણ કાળનો અર્થ આવે નહિ તેને કૃદંત કહેછે.

સંસ્કૃત તેમજ તે ઉપરથી નિકળેલી ભાષાઓમાં ઘણા ખરા શબ્દો ધાતુ ઉપરથીજ નિકળેલા છે. પણ તેમાંથી ક્રિયાપદનો ગુણ જતો રહીને નામ, વિશેષણ, અવ્યય વગેરેનો ખાસ ગુણ વળગ્યો તે ઉપરથી તે વર્ગમાં ગણાવા લાગ્યા, અને જેમાં ક્રિયાના ગુણ દેખાતો રહ્યો તેટલાનેજ માત્ર કૃદંત એ નામ આપવામાં આવ્યું છે.

**૧૨૧.** કૃદંત ૭ પ્રકારનાછે—**સામાન્ય કૃ૦, કર્તૃવાચક કૃ૦, વર્તમાન કૃ૦, ભૂત કૃ૦, વિશેષભૂત કૃ૦; ભવિષ્ય કૃ૦,** અને **સંબંધક ભૂત કૃ૦.** આમાંના પહેલા બે પ્રકારના કૃદંત નામની પેઠે વપરાયછે તેથી એને **વિશેષ્ય (નામરૂપી) કૃદંત** કહેછે; પછીના ચાર વર્ગના વિશેષણ તરીકે વપરાયછે માટે તે **વિશેષણ કૃદંત**; અને છેલ્લો અવિકારી છે માટે તે **અવ્યય કૃદંત.**

| | કૃદંત. | પ્રત્યય. |
|---|---|---|
| નામરૂપી | સામાન્ય કૃ૦ | વો, વી, વું, વા, વી, વાં |
| | કર્તૃવાચક કૃ૦ | નારો, નારી, નારૂં, નારા, નારી, નારાં ; નાર (અવિકારીરૂપ—ત્રણે જાતિના નામની સાથે આવે) |

| | કૃદંત. | પ્રત્યય. |
|---|---|---|
| વિશેષણરૂ૦ | વર્તમાન કૃ૦ | તો, તી, તું, તા, તી, તાં |
| | ભૂત કૃ૦ | યો, ઈ, યું, યા, ઇ, યાં |
| | વિશેષભૂત કૃ૦ | યલો, યલી, યલું, યલા, યલી, યલાં, ('ય'ને ઠેકાણે એ પણ વપરાયછે–એલો એલી વ૦) |
| | ભવિષ્ય કૃ૦ | વાનો, વાની, વાનું, વાના વાની, વાનાં |

અવ્યયરૂ૦—સંબંધકભૂત કૃ૦ ઈ, ઇને (આ પ્રત્યય અકારાંત શિવાયના મૂળને છૂટો લાગેછે:—ખા-ખાઇને, લે-લેઇ કે લઈ, જા-જઇને વ૦

### કૃદંતનાં રૂપ.

| લખ મૂળ ભેદ. | એકવ૦ | બહુવ૦ |
|---|---|---|
| સામા. કૃ.— | લખવો, લખવી, લખવું; | લખવા લખવી, લખવાં. |
| કર્તૃવા. કૃ.— | લખનારો, લખનારી, લખનારૂં; | લખનારા, લખનારી, લખનારાં; લખનાર. |
| વર્ત. કૃ.— | લખતો, લખતી, લખતું; | લખતા, લખતી, લખતાં. |
| ભૂત કૃ.— | લખ્યો, લખી, લખ્યું; | લખ્યા, લખી, લખ્યાં. |
| વિ. ભૂ. કૃ— | લખેલો, લખેલી, લખેલું; | લખેલા, લખેલી, લખેલાં. |
| ભવિ. કૃ.— | લખવાનો, લખવાની, લખવાનું; | લખવાના, લખવાની, લખવાનાં. |

સંબં. ભૂ. કૃ.–લખી, લખીને.

### કૃદંત સંબંધી પદચ્છેદને લગતી સૂચના.

#### દરેક કૃદંતના જુદા જુદા ઉપયોગ.

સામાન્ય કૃ૦

૧. નામ—તારૂં **બોલવું** ડાહ્યું છે.

૨. પૂર્ણક્રિયાપદ—તારે **બોલવું** નહિ. (એમાં **બોલવું** એ સામાન્ય કૃ૦ આજ્ઞાર્થે ભવિષ્યકાળને ઠેકાણે વપરાયલો.)

કર્તૃવાચક કૃ૦

૧. નામ—કાળીદાસજ આવા ગ્રંથનો **લખનાર** છે.

૨. પૂર્ણક્રિયાપદ—તે આવો ગ્રંથ **લખનાર છે** (લખશે). (એમાં **લખનાર છે** એ નિશ્ચયાર્થે ભવિષ્યકાળને ઠેકાણે વપરાયલો).

વર્તમાન કૃ૦

૧. વિશેષણ—**ચાલતું** કામ, **બોલતો** પોપટ, **દોડતો** ઘોડો વ૦

૨. પૂર્ણક્રિયાપદ—દરરોજ પાંચ કલાક કામ **ચાલતું**. તે પોપટ રોજ સ્હવારમાં **બોલતો**. (એમાં **ચાલતું, બોલતો**, એ ચાલુ ભૂતકાળ તરીકે વપરાયલા.)

3. નામ—તેને **બોલતાં** આવડતું નથી. (એમાં **બોલતાં** એ સામાન્યકૃદંતને અર્થે વપરાયલું છે; અને આ અર્થે એ રૂપ હંમેશાં અવિકારી છે.)

૪. અવ્યય—તે **ચાલતાં** પડી ગયો.

ભૂત કૃ૦

૧. વિશેષણ—**કહી** વાત, **દીધી** શિખામણ, **લખ્યા** લેખ વ૦

૨. નામતરિકે—તમારૂં **કહ્યું** મારા ધ્યાનમાં આવતું નથી. તમારે **ગયે** મને લાભ નથી. તેના **બોલ્યા** પર ભરોસો નહિ.

3. પૂર્ણક્રિયાપદ—તેણે મને એક વાત **કહી**—શીખામણ **દીધી**—કાગળ **લખ્યો** (ગુજરાતીમાં ભૂતકૃદંતનું રૂપજ ભૂતકાળમાં વપરાયછે. માટે પૂર્ણ કાળનો અર્થ હોય ત્યાં એ રૂપને ભૂતકાળ કહેવું.)

વિશેષભૂત કૃ૦

૧. વિશેષણ—**લખેલો** કાગળ, **કહેલું** કામ વગેરે.

૨. નામતરીકે—તમારૂં **લખેલું** મારાથી વંચાતું નથી.

3. પૂર્ણક્રિયાપદ—મેં તમને દશ કાગળ **લખેલા**. મેં તમને એ કાલનું **કહેલું**. (એમાં **લખેલા, કહેલું** એ પૂર્ણભૂતકાળને અર્થે વપરાયલા.)

ભવિષ્ય કૃ૦

૧. વિશેષણ—**જવાનો** વિચાર, **આવવાના** ઉપાય **લખવાનું** કામ વ૦

૨. નામ—તેણે મને જવાનું કહ્યું. મને લખવાનું ગમતું નથી. (એમાં જવાનું, લખવાનું એ સામાન્ય કૃદંતને અર્થે વપરાયલાં.)

૩. પૂર્ણક્રિયાપદ—હું તો જવાનો. તમે ક્યારે આવવના? (એમાં જવાનો, આવવાના એ ભવિષ્યકાળને અર્થે વપરાયલા.)

સંબંધકભૂત કૃ૦

૧. સંબંધકભૂતકૃ૦ કેવળ અવ્યય રૂપેજ વપરાયછે; અને એમાંનો 'ને' વાક્યયોગી છે. આ કૃદંતમાં એની પછીના ક્રિયાપદનો કાળ સમાયલો છે:—જેમકે 'તમે ઘેર જઇને આવો'=તમે ઘેર જાઓ અને આવો. 'હું પાઠ વાંચીને બેસી ગયો'=મેં પાઠ વાંચ્યો અને (હું) બેસી ગયો. 'તે બસેં રૂપીઆ કમાઇને આવશે'=તે બસેં રૂપીઆ કમાશે અને પછી આવશે.

કૃદંતને પણ ભેદ લાગેછે: જેમકે 'લખતો' એ મૂળભેદ, એનો સહ્યભેદ 'લખાતો', અને પ્રેરકરૂપ 'લખાવાતો.'

નીચેના મનોયત્નમાં આપેલાં વાક્યોમાંના કૃદંતની જાત તથા તેનો ભેદ કહો.

મનોયત્ન ૭ મો.

૧ ચાલતું કામ અટકાવવું નહિ. ૨ થવાનું હશે તે થઇ રહેશે. ૩ ગયો વખત સંભારવો નહિ. ૪ હોનાર વસ્તુ આગળ ડહાપણ ચાલતું નથી. ૫ દુનિયાનો બનાવનાર કોણ છે? ૬ ગઈ કાલે આપણે શું વાત ચલી? ૭ સિપાઈને બોલાવાનું કામ મારૂં નથી. ૮ પોપટને કાળજી લઈને બોલતાં શિખવીએ તો આવડે ખરૂં. ૯ આંધળાંને પણ લખતાં વાંચતાં શિખવી શકાય. ૧૦ છાપેલાં પુસ્તક વાંચવાં સ્હેલાં પડેછે.

ઉપલાં વાક્યોમાંના ક્રિયાપદનો ભેદ કહો, અને મૂળ ભેદ હોય તો તેનો સહ્યભેદ તથા પ્રેરકરૂપ કરી બતાવો.

---

કાળ.

૧૨૨. કાળ—કોઈ ક્રિયાવિષે બોલતાં તેમાં જે વખતનો અર્થ રહેલો હોય તેને ક્રિયાપદનો કાળ કહેછે. વખતના

સ્વભાવિક ભાગપ્રમાણે વ્યાકરણમાં ક્રિયાપદના મુખ્યકાળ ત્રણ છે:—**વર્ત્તમાન, ભૂત અને ભવિષ્ય.** આ ત્રણ શુધ્ધકાળ કહેવાયછે.

**૧૨૩. વર્ત્તમાનકાળ**—ક્રિયા ચાલુ વખતમાં થાયછે એવો અર્થ હોય તે:— જેમકે **બેસું, જાય, કરે** વગેરે.

ગુજરાતીમાં સાધારણ વર્ત્તમાનનો અર્થ બતાવવાને કોઇપણ ક્રિયાપદની સાથે 'છ' મૂળના રૂપ વાપરેછે: જેમકે **બેસુંછું, જાયછે, કરેછે** વગેરે.

**૧૨૪.** ભૂતકાળ—આગલા વખતમાં કંઈ ક્રિયા થઈગઈ એવો અર્થ હોય તે:— જેમકે **કર્યું, ગયો, બેઠી** વગેરે.

શુદ્ધ ભૂતકાળમાં ભૂતકૃદંતનાં રૂપજ વપરાયછે.

**૧૨૫.** ભવિષ્યકાળ—આવતા વખતમાં કંઈ ક્રિયા થશે એટલે હજુ થવાની છે એવો અર્થ હોય તે:— જેમકે **કરીશ, જશે, બેસીશું** વ૦.

**૧૨૬. મુખ્યકાળના પ્રત્યયો તથા રૂપાખ્યાન.**

નિશ્ચયાર્થ વર્ત્તમાનકાળ.

| | પ્રત્યય. | | **બોલ** મૂળનાં રૂપ. | |
|---|---|---|---|---|
| પુરૂષ | એકવ૦ | બહુવ૦ | એકવ૦ | બહુ૦ |
| ૧ | ઉં | ઈએ ઇયે | હું બોલું | અમે બોલીએ-બોલિયે |
| ૨ | એ (ય) | ઓ | તું બોલે | તમે બોલો |
| ૩ | એ (ય) | એ (ય) | તે બોલે | તેઓ બોલે. |

વર્ત્તમાન કાળમાં આકારાંત ને ઓકારાંત ક્રિયાપદને 'એ' ને ઠેકાણે 'ય' લાગેછે: જેમકે **'તું ખાય,' 'તે જાય,' 'તેઓ જોય;'** અને એકારાંત ક્રિયાપદને બીજો પુરૂષ એકવચન અને ત્રીજો પુરૂષ એકવચન ને બહુવચનમાં એ કે ય કોઈ પ્રત્યય લાગતો નથી: જેમકે **'તું લે' 'તે રહે,' 'તેઓ કહે,'** વગેરે.

## સંશયાર્થવર્ત્તમાનકાળ.

(સંશયાર્થ વર્તમાનકાળના પ્રત્યય તથા રૂપ નિશ્ચયાર્થ વર્ત્તમાનકાળના જેવાંજ છે).

## આજ્ઞાર્થવર્ત્તમાનકાળ.

| પુરૂષ | એકવ૦ | બહુવ૦ | એકવ૦ | બહુવ૦ |
|---|---|---|---|---|
| ૨ | (મૂળરૂપ) | ઓ | તું બોલ | તમે બોલો. |

## નિશ્ચયાર્થભૂતકાળ.

(નિશ્ચયાર્થ ભૂતકાળના જાતિપ્રમાણે રૂપાખ્યાન થાયછે)

| જાતિ | એકવ૦ | બહુવ૦ | એકવ૦ | બહુવ૦ |
|---|---|---|---|---|
| નર | યો | યા | હું, તું, તે બોલ્યો | અમે તમે તેઓ } બોલ્યા. |
| નારી | ઈ | ઈ | ,, બોલી | ,, બોલી, બોલીઓ* |
| નાન્ય. | યું | યાં | ,, બોલ્યું | ,, બોલ્યાં |

## સંશયાર્થભૂતકાળ.

મૂળઉપર ત પ્રત્યય લગાડવાથી સંશયાર્થ (સંકેત) ભૂતકાળ થાયછે. ત્રણે પુરૂષ અને બેહુ વચનમાં એકજ સરખું રૂપ રહેછે.

| પુરૂષ | એકવ૦ | બહુવ૦ |
|---|---|---|
| હું | બોલત, | અમે બોલત |
| તું | ,, | તમે ,, |
| તે | ,, | તેઓ ,, |

## નિશ્ચયાર્થ ભવિષ્યકાળ.

| પુરૂષ | એકવ૦ | બહુવ૦ | એકવ૦ | બહુવ૦ |
|---|---|---|---|---|
| ૧ | ઈશ | શું, ઈશુ | હું બોલીશ | અમે બોલશું-બોલીશું |
| ૨ | શે (ઈશ) | શો | તું બોલશે બોલીશ | તમે બોલશો |
| ૩ | શે | શે | તે બોલશે | તેઓ બોલશે |

## સંશયાર્થ ભવિષ્યકાળ.

(સંશયાર્થ ભવિષ્યકાળના પ્રત્યય તથા રૂપ નિશ્ચયાર્થ ભવિષ્યકાળનાં જેવાંજ છે).

## આજ્ઞાર્થ ભવિષ્યકાળ.

| પુરૂષ | એકવ૦ | બહુવ૦ | એકવ૦ | બહુવ૦ |
|---|---|---|---|---|
| ૨ | જે. | જો | તું બોલજે | તમે બોલજો |

*ભૂતકાળમાં નારીજાતિના રૂપની સાથે કોઈવાર બહુવચનનો પ્રત્યય 'ઓ' વાપરવાનો ચાલ છે.

સહ્યભેદ (શક્યભેદ) તથા પ્રેરકનું એક એક રૂપ નીચે આપ્યું છે. એના પ્રત્યય તથા બનાવવાની રીત જાણ્યા પછી ઉપર પ્રમાણે કોઈપણ કાળનાં રૂપ બનાવી શકાય.

| સહ્યભેદ. | પ્રેરક. |
|---|---|
| નિશ્ચ૦,સંશ૦ વર્ત્તમાન—બોલાય | બોલાવે |
| નિશ્ચ૦ભૂત—બોલાયો, બોલાઈ, બોલાયું | બોલાવ્યો, બોલાવી, બોલાવ્યું |
| સંશ૦ ,,—બોલાત | બોલાવત |
| નિશ્ચ૦,સંશ ભવિષ્ય—બોલાશે | બોલાવશે |

૧૨૭. કેટલાંએક ક્રિયાપદને ભૂતકાળ કે કૃદંતમાં યો, ઈ, યું ને વિશેષભૂત કૃ૦માં **એલો, એલી એલું** પ્રત્યય નથી લાગતા પણ કંઈ ફેરફાર થઈને જુદાજ પ્રત્યય લાગેછે ; આવાં ક્રિયાપદને **અનિયમિત** ક્રિ૦ કહેવાય ; અને જેને સાધારણ નિયમ પ્રમાણે ભૂત ને વિશેષભૂતના પ્રત્યય લાગે તે **નિયમિત.**

(ગુજરાતીમાં પદચ્છેદ કરવામાં આ ભેદ લેવાતો નથી.)

| અનિ૦ ક્રિ૦ | ભૂતકૃદંત કે કાળ. | વિશેષભૂત કૃદંત. |
|---|---|---|
| ખા | ખાધો, ખાધી, ખાધું | ખાધેલો, ખાધેલી, ખાધેલું |
| જા | ગયો, ગઈ, ગયું | ગયલો, ગયલી, ગયલું |
| દે | દીધો, દીધી, દીધું | દીધેલો, દીધેલી, દીધેલું |
| લે | લીધો, લીધી, લીધું | લીધેલો, લીધેલી, લીધેલું |
| પી | પીધો, પીધી, પીધું | પીધેલો, પીધેલી, પીધેલું |
| પેસ | પેઠો, પેઠી, પેઠું | પેઠેલો, પેઠેલી, પેઠેલું |
| બેસ | બેઠો, બેઠી, બેઠું | બેઠેલો, બેઠેલી, બેઠેલું |
| ન્હાસ | નાઠો, નાઠી, નાઠું | નાઠેલો, નાઠેલી, નાઠેલું |
| મર | મુઓ, મુઈ, મુઉં | મુએલો, મુએલી, મુએલું |
| સુ | સુતો, સુતી સુતું | સુતેલો, સુતેલી, સુતેલું |

દ્વિઅક્ષરી ક્રિયાપદ જેને છેડે એ આવેછે જેવાંકે કહે, રહે, સહે, લહે, વ૦ તેને ભૂતકાળનો પ્રત્યય લાગતાં છેડાનો એ જતો રહેછે : જેમકે કહ્યો, સહ્યો, રહ્યો વગેરે.

## સહાયકારકક્રિયાપદ.

૧૨૮. **સહાયકારક ક્રિ૦**— મૂળક્રિયાપદની સાથે બીજું ક્રિયાપદ આવીને તેના અર્થમાં કે કાળમાં ફેરફાર કરેછે તેને સહાયકારકક્રિ૦ કહેછે. અને મૂળક્રિયાપદને **મુખ્યક્રિયાપદ** કહેછે.

ખરેખરો સહાયકારક ગુજરાતીમાં માત્ર 'શક' છે; કારણ કે એ મુખ્યક્રિયાપદની સાથે આવી તેમાં શક્યાર્થનો વધારો કરેછે; અને મુખ્યક્રિયાપદ તરીકે વપરાતો નથી:— જેમકે **હું ચાલી શકું, તું વાંચી શકયો, તે રહી શકશે** વ૦. સત્યભેદ કે શક્યભેદનાં રૂપમાં આ અર્થ રહેલો છે: જેમકે **ચલાય, વંચાયું, રહેવાશે** વ૦. માટે ઉપલાં રૂપને સંયુક્તક્રિયાપદમાં ગણાય (જોવું સંયુક્તક્રિયાપદ).

હો મૂળનાં રૂપ મુખ્યક્રિયાપદની સાથે આવી તેના કાળમાં ફેરફાર કરેછે ત્યારે એ **સહાયકારક** ગણાય (જુઓ મિશ્રકાળ).

બીજાં ક્રિયાપદો સહાયકારક જેવાં વપરાયલાં દીઠામાં આવે પણ તે સહાયકારક નથી, પણ વિકારક છે (જુઓ સંયુક્તક્રિયાપદ).

## મિશ્રકાળ.

૧૨૯. **મિશ્રકાળ.**— શુદ્ધ વર્તમાન, ભૂત ને ભવિષ્યકાળના અર્થમાં કંઈ ન્યૂનાધિક અર્થ દેખાડવાને જે બેવડા રૂપો વપરાયછે તેને મિશ્રકાળ કહેછે. ખરા મિશ્રકાળ આઠ ગણેલા છે. મુખ્યક્રિયાપદના **વર્તમાન, ભૂત, વિશેષભૂત** અને **ભવિષ્ય**, એ ચાર કૃદંત ઉપરથી એકએકના બબ્બે રૂપ થાયછે. જેમકે:—

| | મિશ્રકાળનાં નામ. | ઉદાહરણ. |
|---|---|---|
| વર્તમાન ઉપરથી | **દ્વિત્વવર્તમાન** | બોલેછે, બોલતો હોય |
| | **વર્તમાનભૂત** | બોલતો હતો |
| ભૂત ઉપરથી | **ભૂતવર્તમાન** | બોલ્યો છે |
| | **દ્વિત્વભૂત** | બોલ્યો હતો |
| વિશેષભૂતઉપરથી | **વિશેષભૂતવર્તમાન** | બોલેલો છે |
| | **વિશેષદ્વિત્વભૂત** | બોલેલો હતો |

| | | |
|---|---|---|
| ભવિષ્યઉપરથી | **ભવિષ્યવર્ત્તમાન** | બોલવાનો છે |
| | **ભવિષ્યભૂત** | બોલવાનો હતો |

વળી એ ચારે કૃદંતની સાથે સહાયકારકના ભવિષ્યનું રૂપ લાગ્યાથી બીજા ચાર મિશ્રકાળ થાયછે. પણ તેમાં ઘણો ખરો સંશયાર્થ રહેલો છે. માટે તેને મુખ્યમાં ગણ્યા નથી : જેમકે

વર્ત્તમાનભવિષ્ય —બોલતો હશે
ભૂતભવિષ્ય —બોલ્યો હશે
વિશેષભૂતભવિષ્ય—બોલેલો હશે
દ્વિત્વભવિષ્ય —બોલવાનો હશે.

૧૩૦. **મિશ્રકાળ બનાવવાની રીત.**—મુખ્યક્રિયાપદના વર્ત્તમાન, ભૂત, વિશેષભૂત અને ભવિષ્યકૃદંતની સાથે **હો** સહાયકારકના વર્ત્તમાન અને ભૂતકાળનાં રૂપ જોડ્યાથી થાયછે. માત્ર નિશ્ચયાર્થ દ્વિત્વવર્ત્તમાનમાં મુખ્યક્રિયાપદના વર્ત્તમાનકૃદંતને બદલે વર્ત્તમાનકાળનું* રૂપ વપરાયછે: જેમકે 'બોલતો છું' નહિ પણ '**બોલુંછું**.'

## મિશ્રકાળનાં રૂપ.

૧. **દ્વિત્વવર્ત્તમાન.**—

નિશ્ચયાર્થ (મુખ્ય તથા સહાયકારક 'હો' બેઉના વર્ત્તમાનકાળ).

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | પુ૦ | એકવ૦ | હું બોલુંછું | બહુવ૦ | અમે બોલીએછિયે |
| ૨ | ,, | ,, | તું બોલેછે | ,, | તમે બોલોછો |
| ૩ | ,, | ,, | તે બોલેછે | ,, | તેઓ બોલેછે |

સંશયાર્થ (મુખ્ય ક્રિ૦ નો વર્ત્તમાન કૃ૦ અને સહાયકા૦ 'હો' નો વર્ત્તમાનકાળ).

---

*નિશ્ચયાર્થ શિવાય સંશયાર્થ તેમજ નિષેધ રૂપ બનાવતાં દ્વિત્વવર્ત્તમાનમાં મુખ્ય કાળનો વર્ત્તમાન કૃદંતજ આવેછે: જેમકે સંશ૦ 'બોલતો હોઉં,' નિષે૦ બોલતો નથી. વળી ખરા ગુજરાતના મૂળ રહેવાસી, કોળી, કાઠી વગેરે ખેડુત વર્ગના લોકોમાં 'બોલતો છું,' 'કહેતો છું' 'આવતો છું' આવાં રૂપો નિશ્ચયાર્થમાં પણ હજુ વપરાયછે. પરંતુ કેળવાયલા વર્ગમાં બોલું છું' આ રૂપ ચાલુ થઇગયું માટેજ આ નિયમને એટલો બાધ આવેછે.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ પુ૦ | એકવ૦ | હું બોલતો હોઉં | બહુવ૦ | અમે બોલતા હોઈએ |
| ૨ ,, | ,, | તું બોલતો હોય | ,, | તમે બોલતા હો |
| ૩ ,, | ,, | તે બોલતો હોય | ,, | તેઓ બોલતા હોય |

૨. **વર્તમાનભૂત** (મુખ્ય ક્રિયાપદનો વર્તમાન કૃદંત તથા સહાયકારક 'હો' નો ભૂતકાળ).

| જાતિ | એકવ૦ | નિશ્ચયાર્થ | બહુવ૦ |
|---|---|---|---|
| નર હું તું તે | બોલતો હતો | અમે તમે તેઓ | બોલતા હતા |
| નારી ,, | બોલતી હતી | ,, | બોલતી હતી |
| નાન્ય ,, | બોલતું હતું | ,, | બોલતાં હતાં |
| | | સંશયાર્થ. | |
| નર ,, | બોલતો હોત | ,, | બોલતા હોત |
| નારી ,, | બોલતી હોત | ,, | બોલતી હોત |
| નાન્ય ,, | બોલતું હોત | ,, | બોલતાં હોત |

૩. **ભૂતવર્તમાન** (મુખ્યક્રિ૦નો ભૂત કૃ૦ ને સહાયકારક 'હો' નો વર્તમાન કાળ).

| પુરૂષ. | એકવ૦ | નિશ્ચયાર્થ. | બહુવ૦ |
|---|---|---|---|
| ૧ હું | બોલ્યો, લી, લ્યું છું | અમે | બોલ્યા, લી, લ્યાં છીએ |
| ૨ તું | ,, ,, ,, છે-છું | તમે | ,, ,, ,, છો |
| ૩ તે | ,, ,, ,, છે | તેઓ | ,, ,, ,, છે. |
| | | સંશયાર્થ. | |
| ૧ હું | બોલ્યો, લી, લ્યું હોઉં | અમે | બોલ્યા, લી, લ્યાં હોઈએ |
| ૧ તું | ,, ,, ,, હોય | તમે | ,, ,, ,, હો |
| ૩ તે | ,, ,, ,, હોય | તેઓ | ,, ,, ,, હોય |

૪. **દ્વિત્વભૂત** (મુખ્યનો ભૂતકૃ૦ ને સહાય૦ 'હો' નો ભૂતકાળ).

| જાતિ. | એકવ૦ | નિશ્ચયાર્થ. | | બહુવ૦ |
|---|---|---|---|---|
| નર | હું, તું, તે, | બોલ્યો હતો | અમે તમે તેઓ | બોલ્યા હતા |
| નારી | ,, | બોલી હતી | ,, | બોલી હતી |
| નાન્ય | ,, | બોલ્યું હતું | ,, | બોલ્યાં હતાં |
| | | સંશયાર્થ. | | |
| નર | ,, | બોલ્યો હોત | ,, | બોલ્યા હોત |
| નારી | ,, | બોલી હોત | ,, | બોલી હોત |
| નાન્ય | ,, | બોલ્યું હોત | ,, | બોલ્યાં હોત |

૫. **વિશેષભૂતવર્ત્તમાન** (મુખ્યનો વિશેષભૂતકૃ૦ ને સહાયકા૦ 'હો' નો વર્ત્તમાનકાળ).

| પુરૂષ. | એકવ૦ | નિશ્ચયાર્થ. | બહુવ૦ |
|---|---|---|---|
| ૧ હું | બોલેલો, લી, લું છું | અમે | બોલેલા, લી, લાં છિયે |
| ૨ તું | ,, ,, ,, છે-છું | તમે | ,, ,, ,, છો |
| ૩ તે | ,, ,, ,, છે | તેઓ | ,, ,, ,, છે. |
| | | સંશયાર્થ. | |
| ૧ હું | બોલેલો, લી, લું હોઉં | અમે | બોલેલા, લી, લાં હોઈએ |
| ૨ તું | ,, ,, ,, હોય | તમે | ,, ,, ,, હો |
| ૩ તે | ,, ,, ,, હોય | તેઓ | ,, ,, ,, હોય |

૬. **વિશેષદિત્વભૂત** (મુખ્યનો વિશેષભૂતકૃ૦ ને સહાયકા૦ 'હો' નો ભૂતકાળ).

| જાતિ. | એકવ૦ | | નિશ્ચયાર્થે. | બહુવ૦ |
|---|---|---|---|---|
| નર | (હું તું તે) | બોલેલો હતો | (અમે તમે તેઓ) | બોલેલા હતા |
| નારી | ,, | બોલેલી હતી | ,, | બોલેલી હતી |
| નાન્ય | ,, | બોલેલું હતું | ,, | બોલેલાં હતાં |
| | | | સંશયાર્થે. | |
| નર | ,, | બોલેલો હોત | ,, | બોલેલા હોત |
| નારી | ,, | બોલેલી હોત | ,, | બોલેલી હોત |
| નાન્ય | ,, | બોલેલું હોત | ,, | બોલેલાં હોત |

૭. **ભવિષ્યવર્ત્તમાન**—(મુખ્યનો ભવિષ્યકૃ૦ ને સહાયકારક 'હો' નો વર્ત્તમાનકાળ).

| પુરૂષ. | એકવ૦ | નિશ્ચયાર્થે. | બહુવ૦ |
|---|---|---|---|
| ૧ હું | બોલવાનો, ની, નું છું | અમે | બોલવાના, ની, નાં છિયે |
| ૨ તું | ,, ,, ,, છે છું | તમે | ,, ,, ,, છો |
| ૩ તે | ,, ,, ,, છે | તેઓ | ,, ,, ,, છે |
| | | સંશયાર્થે. | |
| ૧ હું | બોલવાનો, ની, નું હોઉં | અમે | બોલવાના, ની, નાં હોઈએ |
| ૨ તું | ,, ,, ,, હોય | તમે | ,, ,, ,, હો |
| ૩ તે | ,, ,, ,, હોય | તેઓ | ,, ,, ,, હોય |

૮. **ભવિષ્યભૂત**—(મુખ્યનો ભવિષ્ય કૃદંત ને સહાયકા૦ 'હો' નો ભૂતકાળ).

| જાતિ. | એકવ૦ | નિશ્ચયાર્થ. | બહુવ૦ |
|---|---|---|---|
| નર (હું, તું, તે) | બોલવાનો હતો | (અમે, તમે, તેઓ) | બોલવાના હતા |
| નારી ,, | બોલવાની હતી | ,, | બોલવાની હતી |
| નાન્ય. ,, | બોલવાનું હતું | ,, | બોલવાનાં હતાં |

સંશયાર્થ.

| | | | |
|---|---|---|---|
| નર (હું, તું, તે) | બોલવાનો હોત | (અમે, તમે, તેઓ) | બોલવાના હોત |
| નારી ,, | બોલવાની હોત | ,, | બોલવાની હોત |
| નાન્ય. ,, | બોલવાનું હોત | ,, | બોલવાનાં હોત |

૧૩૦. **નિષેધાર્થ**—ક્રિયાપદની સાથે **ન, ના, નહિ, નવ,** કે **મા** આ નકાર બતાવનારા શબ્દો વાપર્યાથી જે રૂપ થાયછે તેને નિષેધાર્થ કે નિષેધરૂપ કહેછે:—જેમકે **નથી, ન હોય, નહિ થાય, નવ કહેવાય, કરના ના, બોલશો મા** વગેરે.

પદચ્છેદમાં ફક્ત **નથી** એને છ મૂળનું **અકર્ણ રૂપ** એમ કહેછે કારણ કે એમાં નકાર ભળી ગયલો છે. (રૂપાખ્યાનમાં જોવું). પણ બીજાં રૂપોમાં ન, નહિ, વગેરે નકારવાચક ને છૂટા ક્રિયાવિશેષણ તરીકે લેવાયછે.

૧૩૧. **અપૂર્ણક્રિયાપદ**—જે ક્રિયાપદનાં બધાં રૂપ થતાં નથી તેને અપૂર્ણક્રિયાપદ કહેછે. ગુજરાતીમાં ખરૅખરાં અપૂર્ણક્રિ૦ બે છે—હો અને જોઇએ. (આગળ રૂપાખ્યાનમાં જોવું)

**મિશ્રકાળના સામાન્ય અર્થ.**

૧. **દ્વિત્વવર્ત્તમાન**માં ચાલુ વર્તમાનનો એટલે વર્તમાન કાળમાં કંઇ ક્રિયા શરૂ છે એવો અર્થ રહેલો છે.

૨. **વર્ત્તમાનભૂત**માં ચાલુ ભૂતનો, એટલે ભૂતકાળમાં કંઇ ક્રિયા થતી હતી પણ પૂરી થયલી નહિ એવો અર્થ રહેલો છે.

૩. **ભૂતવર્ત્તમાન**માં કંઇ ક્રિયા તરતજ કે થોડા વખત પહેલાં પૂરી થઇ છે એવો અર્થ રહેલો છે.

૪. **દ્વિત્વભૂત**માં ગયલા વખતમાં કંઇ ક્રિયા થઇ રહેલી અથવા ઘણા વખતઉપર કંઇ ક્રિયા થયલી એવો અર્થ રહેલો છે.

૫. **વિશેષભૂતવર્ત્તમાન**માં થોડા વખત અગાઉ કંઇ

ક્રિયા થયલી તે વિષે તરતજ કહેતો હોય એવો અર્થ રહેલો છે. (ભૂતકાળમાં તરતજ થયલી ક્રિયાના કરતાં આગળની કંઇ ક્રિયાનો અર્થ વિશેષભુતમાં રહેલો છે).

૬. **વિશેષદ્વિત્વભૂત**માં ગયલા વખતમાં ઘણા વખત પહેલાં કંઈ ક્રિયા થઈ રહેલી એવો અર્થ રહેલો છે.

૭. **ભવિષ્યવર્ત્તમાન**માં આવતા વખતમાં કંઇ ક્રિયા હજી થવાની છે પણ તેનો ઠરાવ થઇ ચૂકેલો છે એવો અર્થ રહેલો છે.

૮. **ભવિષ્યભૂત**માં ગયા વખતમાં કંઈ ક્રિયા થવાની હતી અથવા આવતા વખતમાં કંઇ ક્રિયાનો ઠરાવ થઈ ચૂકેલો પણ તે પહેલાં કંઈ બીજી ક્રિયા થઇ એવો અર્થ રહેલો છે.

વર્તમાનભવિષ્ય, ભૂતભવિષ્ય, વિશેષભૂતભવિષ્ય અને દ્વિત્વ-ભવિષ્ય આ રૂપોમાં તેના કાળના અર્થની સાથે સંશયાર્થ ભળેલો રહેછે.

---

## કાળના વિવિધ અર્થ તથા ઉપયોગ.

### વર્ત્તમાનકાળ.

૧. **શુદ્ધવર્ત્તમાન**નિશ્ચયાર્થ—તે **આવે** ને જાઓ, હું **બોલું** તે સાંભળો.

,, સંશયાર્થ—તે **આવે** તો ઠીક, હું **બોલું** તો માર્યો જાઉં.

,, શક્યાર્થ—આ બારણામાંથી તે પેટી નહિ **આવે** (આવીશકે).

,, અનુજ્ઞાર્થ (રજાલેવી)—હું **આવું** સાહેબ?

૨. **ભવિષ્યકાળને અર્થે**—તે **આવે** (આવશે) ત્યારે હું ખાઇશ.

૩. **આસુભૂતકાળને** ,,—એક ગાંડો કરીને છોકરો હતો. તે રોજ નિશાળે **આવે** (આવતો) પણ કોઇ દહાડો પાઠ **વાંચે** (વાંચતો) નહિ.

ભવિષ્યકાળ.

૧. **શુદ્ધભવિષ્ય.** ભવિષ્યાર્થે— તે કાલે **આવશે**, હાણ
વરસાદ વ્હેલો **થશે.**

„ ઈચ્છાર્થે— હું એ કામ **કરીશ** (કરવાની ઈચ્છા). [થશે.

„ સંશયાર્થે— તમે **આવશો** તો કામ

„ આજ્ઞાર્થે (વિનયથી)— મારે માટે એટલું કામ **કરશો.**

૨. **ભૂતકાળને અર્થે**— કાશી કરીને એક કોડી **હશે** (હતી).

ભૂતકાળ.

૧. **શુદ્ધભૂત**—નિશ્ચયાર્થે, હું **બોલ્યો**, તે **આવ્યો** વ૦.

„ (સંશયાર્થમાં ભૂતકાળનું અને દ્વિત્વભૂતકાળનું સંકેતનું રૂપ એક બીજાને ઠેકાણે વપરાયછે:— જેમકે તમે **બોલત** (**બોલ્યા હોત**) તો ઠીક થાત.

૨. **વર્ત્તમાનકાળને અર્થે**—તમે જાઓ હું હમણા **આવ્યો** (આવુંછું).

૩. **ભવિષ્યકાળને અર્થે**— જો **બોલ્યા** (બોલશો) તો માર ખાશો.

ઉપર આપેલા કાળોને ઠેકાણે કોઈ કૃદંતો પણ તે અર્થ બતાવવાને વાપરવાનો ચાલ છે (જોવું પૂર્વે કૃદંતના ઉપયોગમાં)

દ્વિત્વવર્ત્તમાન.

૧. **ચાલુ ક્રિયાને અર્થે**—તે **વાંચેછે**, હું **બોલુંછું** વગેરે.

૨. **શુદ્ધવર્ત્તમાનને અર્થે**—

કંઈ સાધારણ નિયમ— જુઠું બોલવાથી પાપ **લાગેછે**, સૂર્ય પૂર્વમાં **ઉગેછે** ને પશ્ચિમમાં **આથમેછે.**

મ્હાવરો કે ટેવ— તે રોજ મોડો **ઉઠેછે.**

૩. **ભવિષ્યકાળને અર્થે**— તે આવતી કાલે મુંબઈ **જાયછે** (જવાનો છે). આગળ થઈગયલી વાતનું વર્ણન કરતાં

જાણે હમણાંજ થતી હોય એવી રીતે આ કાળ વાપરવાનો ચાલ છે: જેમકે પછી હું તેને માળે ચઢયો તો ત્યાં છોકરાં આગલે માળે રમેછે = ( રમતાં હતાં ) અને ઘણું કકલાણ કરેછે ( કરતાં હતાં )

બીજા મિશ્રકાળો ઘણું કરીને પોતાના ખાસ અર્થે વપરાયછે.

---

## સંયુક્ત ક્રિયાપદ.

૧૩૨. **સંયુક્ત ક્રિયાપદ**— બે ક્રિયાપદ એવી રીતે સાથે આવે કે તેના મળીજવાથી બે જુદી જુદી ક્રિયાનો અર્થ જતો રહી એક નવી સંયુક્ત ક્રિયાનો અર્થ દેખાય ત્યારે તેને સંયુક્ત ક્રિયાપદ કહેવું:—જેમકે **પડીગયો, વાંચીરહ્યો, મેલીદીધું, ચાલતોથયો,** વ૦.

૧૩૩. **સાવચેતી**— કેટલીકવાર બે ક્રિયાપદ સાથે આવી સંયુક્ત જેવા દેખાય, પણ બેઉની ક્રિયા જુદી જુદી લઈ શકાય ત્યાં તેને સંયુક્ત ક્રિ૦ કહેવાય નહિ:— જેમકે 'તે આજે મને **મળી ગયો** = 'મળ્યો અને ગયો.' આવે અર્થે **મળી** અને **ગયો** એ બેઉનું પદચ્છેદ જુદું કરવું. પણ તે પોતાનાં સગાંવહાલાંમાં **મળી ગયો** = 'એકઠો થઈગયો કે ભળીગયો' આવે અર્થ **મળીગયો** એ સંયુક્ત ક્રિયાપદ છે; અને એનું પદચ્છેદ* જુદું જુદું લઈને થાય નહિ. વળી મિશ્રકાળમાં પણ બે ક્રિયાપદ આવેછે; પણ એમાં સહાયકારક (હો) માત્ર કાળનો ફેરફાર કરેછે પણ મુખ્ય ક્રિયાપદનો અર્થ બદલાતો નથી; માટે એને પદચ્છેદ કરતાં સંયુક્ત કેહેવાય નહિ.

૧૩૪. સંયુક્ત ક્રિયાપદમાં મુખ્ય (પહેલા)ને **વિકૃત** અને બીજાને **વિકારક** કહેછે.

---

* પદચ્છેદમાં સંયુક્ત ક્રિયાપદના બેઉ ભાગને ( પૂર્વપદ અને ઉત્તરપદને ) જુદા લેવાય નહિ; કારણ કે એમાં મુખ્યક્રિયાપદનો અર્થ લપટાયછે:—જેમકે હું મારો પાઠ **વાંચીરહ્યો,** એમાં વાંચ્યો એનો મૂળ અર્થ બદલાઈને એનીસાથે પુરું કરવાનો અર્થ સામેલ થયો, તેમજ 'હું મારો પાઠ **વાંચીને-રહ્યો**' કે 'મેં મારો પાઠ **વાંચ્યો** અને **રહ્યો**' એમ બેઉ ક્રિયાને જુદી પડાય નહિ, માટે એ વાક્યમાં '**વાંચી**' અને '**રહ્યો**' આ બે શબ્દ જુદા લઈ પદચ્છેદ કરવું યોગ્ય દેખાતું નથી.

૧૩૫. **વિકારક અને વિકૃત**—સંયુક્ત ક્રિયાપદમાં મુખ્ય ક્રિયાપદની સાથે આવીને જે તેના અર્થમાં ફેરફાર કરેછે તે સહાયકારક જેવો છે તો પણ તે અર્થનો ફેરફાર કરેછે માટે તેને **વિકારક** કહેછે: અને મુખ્ય ક્રિયાપદના અર્થમાં ફેરફાર થાયછે માટે તેને **વિકૃત** કહેછે.

૧૩૬. કોઈ કોઈ ક્રિયાપદનાં કેટલાંક કૃદંતરૂપની સાથે બીજાં ક્રિયાપદો અર્થમાં કંઈ ખાસ વધારો કરવાને આવવાથી સંયુક્ત ક્રિયાપદ બનેછે.

૧૩૭. ઘણાખરાં ક્રિયાપદના સંબંધક ભૂતકૃદંત અને કોઈ કોઈના વર્તમાન, ભૂત કે સામાન્ય રૂપની સાથે કોઈ અમુક ક્રિયાપદો વિકારક તરીકે આવેછે.

૧૩૮. હરેક ક્રિયાપદના ફલાણા કૃદંતની સાથે ફલાણુંજ ક્રિયાપદ વિકારક તરીકે આવે એવો ચોક્કસ નિયમ નથી પણ આવાં કેટલાંક સંયુક્ત રૂપને તેના કંઈ ખાસ અર્થ વળગેલા છે માટે કયા કૃદંતની સાથે સાધારણ રીતે કયા વિકારક આવે અને અર્થમાં શું વધારો કરે તે નીચે આપ્યું છે.—

(૧) ઘણા ખરા **સંબંધકભૂત કૃદંતની સાથે જા, ચૂક, નાખ, પડ, પાડ, લે, દે, રહે, શક,** આ ક્રિયાપદો વિકારક તરીકે આવેછે.

| વિકારક. | તેથી થતો અર્થવિકાર તથા તેના ઉદાહરણ. |
|---|---|
| જા | એ મુખ્યના અર્થમાં પૂર્ણતાનો વધારો કરેછે; અને અકર્મકને સકર્મક બેઉની સાથે વપરાયછે:—જેમકે, થઈજા, નહાશીજા, વાંચીજા, બોલીજા વ૦. |
| ચૂક | એ મુખ્યના અર્થમાં સમાપ્તિ કે પુરૂં થઈ રહેલું એવા અર્થનો વધારો કરેછે; અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાયછે:— જેમકે, થઈચૂક્યું, લખી ચૂક્યો વ૦. (આ રૂપ ઘણું ખરૂં ભૂતકાળમાંજ વપરાયછે). |

**નાખ** એ મુખ્યના અર્થમાં સંપૂર્ણતાની સાથે ત્વરા (ઝડપ)ના અર્થનો વધારો કરેછે; અને એ એકલાં સકર્મકની સાથે વપરાયછે: જેમકે, મારીનાખ, કહાડીનાખ, કહીનાખ વ.

**પડ** એ મુખ્યના અર્થમાં ઓચિંતાપણાના અર્થનો વધારો કરેછે; અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાયછે:—જઈપડ, આવીપડ, બોલીપડ વ૦.

**પાડ** એ મુખ્યના અર્થમાં ઓચિંતાપણાના અર્થનો વધારો કરેછે. અને એકલાં સકર્મકની સાથે વપરાયછે:—પકડીપાડ, મારીપાડ, વગેરે.

**લે** એ મુખ્યના અર્થમાં ઉતાવળથી કંઈ ક્રિયા કરી લેવી એવા અર્થનો વધારો કરેછે; અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાયછે:—દોડીલે, વાંચીલે વ૦.

**દે** મુખ્યના અર્થમાં સંપૂર્ણતાની સાથે ઉતાવળનો વધારો કરેછે; અને એકલાં સકર્મકની સાથે વપરાયછે:—જેમકે બોલીદે, કહીદે, નાંખીદે વગેરે.

**રહે** મુખ્યના અર્થમાં તેની ક્રિયા પૂર્ણ થવી એવા અર્થનો વધારો કરેછે; અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાયછે:-જેમકે, ચાલીરહ્યો, બોલીરહ્યો, વાંચીરહ્યા વ૦

**શક** મુખ્યના અર્થમાં શક્તિનો વધારો કરેછે; અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાયછે:—જેમકે, ચાલીશકું, વાંચીશક્યો વગેરે.

(૨) મુખ્યના વર્ત્તમાન કૃદંતની સાથે રહે અને થા એ વિકારક તરીકે આવેછે. અને કોઈવાર જા અને આવ કંઈ ખાસ અર્થે વિકારક તરીકે વપરાયછે.

**રહે** મુખ્યના અર્થમાં ચાલુપણાના અર્થનો વધારો કરેછે; જેમકે, દોડતોરહે, બોલતોરહે, વાંચતોરહે વ૦ આ અર્થ હમેશાં વર્તમાન કાળમાં આવેછે; અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાયછે. કોઈવાર ભુતકાળમાં પૂર્ણતાની સાથે ઓચિંતાપણાનો અર્થ દેખાડેછે:—'તે જતોરહ્યો.'

**થા** મુખ્યના અર્થમાં શરૂ કરવાના અર્થનો વધારો કરેછે; અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાયછે;—જેમકે, ચાલતોથા, બોલતોથા, વાંચતોથા, વગેરે.

**જા** મુખ્યના અર્થમાં ચાલુપણાના અર્થનો વધારો કરેછે; અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાયછે:— જેમકે 'તે **બોલતોજાયછે** ને **લખતોજાયછે;** તે કામ **બગડતુંજાયછે.** (વર્તમાન કૃદંત કોઈવાર સંબંધકભૂતના અર્થમાં અને કોઈવાર ક્રિયાવિશેષણ તરીકે વપરાયલો હોય ત્યાં 'જા' ની સાથે લઈ સંયુક્ત કહેવાય નહિ:— જેમકે થોડું દુધ **આપતોજા**=આપીને જા' કે 'આપ અને જા'; તે **ચાલતો** (ક્રિયાવિ૦) ગયો.

**આવ** મુખ્યના અર્થમાં અસલથી કંઈ કરતાં આવેલા એવો મ્હાવરાના અર્થનો વધારો કરેછે; અને અકર્મકને સકર્મક બેઉની સાથે વપરાય છે:— જેમકે તમારે એ વંશપરંપરા **ચાલતુંઆવ્યું છે.** તમે મારૂં ભલું **કરતા આવ્યા છો** ને કરશો. (**આવ** ની સાથે પણ વર્તમાન કૃ૦ ક્રિયાવિશેષણ તરીકે આવેછે:— જેમકે તે **ચાલતો** (ક્રિયાવિ૦) આવેછે).

(૩) મુખ્યના ભૂત કૃદંતની સાથે **કર** અને **જા** વિકારક તરીકે આવેછે.

**કર** મુખ્યના અર્થમાં જાથુપણાના અર્થનો વધારો કરેછે; અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાયછે:— જેમકે **ચાલ્યાકર, લખ્યાકર, વાંચ્યાકર,** વગેરે.

**જા** મુખ્યના અર્થમાં ચાલુપણાના અર્થનો વધારો કરેછે; અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાયછે:— જેમકે દોડયાજવું, વાંચ્યાજવું, બોલ્યાજવું વગેરે. (કોઈવાર આ કૃદંતની સાથે 'જા' ક્રિયાપદ વાપરી સહ્યાર્થ દેખાડાયછે:— જેમકે એ કેમ **કહ્યુંજાય** = કહેવાય, **વર્ણવ્યાજાય** = વર્ણાવાય, **લખ્યા ન જાય** = લખાય નહિ વ૦).

(૪) સામાન્ય કૃદંતની સાથે **જા**, **કર**, **લાગ** અને કોઈવાર **આવ** વિકારક તરીકે આવેછે.

**જા** મુખ્યના અર્થમાં યત્ન કે ઈચ્છાના અર્થનો વધારો કરેછે; અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાયછે: જેમકે '**હું દોડવાજતો હતો;**' તે **બોલવાગયો**. વ૦.

**કર** મુખ્યના અર્થમાં એ પણ યત્ન કે ઈચ્છાના અર્થનો વધારો કરેછે; અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાયછે:—જેમકે 'તે **ચાલવાકરતો હતો**,' તેણે **બોલવાકર્યું**.' વ૦

**લાગ** મુખ્યના અર્થમાં તે ક્રિયામાં સામેલ થવું કે મદદ કરવી એવા અર્થનો વધારો કરેછે; અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાયછે:—જેમકે, દોડવાલાગ, વાંચવાલાગ, કરવાલાગ વગેરે.

**આવ** મુખ્યના અર્થમાં વખત પૂરો થવાનો કે તૈયારીનો અર્થ વધારેછે: અને એકલાં અકર્મકની સાથે વપરાયછે:—જેમકે નિશાળનો વખત **થવાઆવ્યોછે**; ચોખા **ચડવાઆવ્યા** વગેરે.

**માંડ** શરૂ કરવું એવો અર્થ દેખાડવાને સામાન્ય કૃદંતની સાથે 'માંડ' વાપરેછે: જેમકે લખવા માંડ, બોલવા માંડ, વાંચવા માંડ વગેરે. એમાં માંડ એને છૂટો સકર્મક ક્રિ૦ તરીકે લઈએ તો આગળનો સામાન્ય કૃદંત તેનો કર્મ કહેવાય.

(૫) કેટલાંએક સંસ્કૃત, ફારસી વગેરે ભૂતકૃદંત કે વિશેષણની સાથે **કર** કે **થા** મૂળ આવીને સંયુક્ત ક્રિયાપદ જેવાં થાયછે:—

| | | | |
|---|---|---|---|
| કબુલ કરવું | કબુલ થવું | | ફળીભૂત થવું |
| કમી કરવું | કમી થવું | બસ કરવું | બસ થવું |
| ગુપ્ત કરવું | ગુપ્ત થવું | બંધ કરવું | બંધ થવું |
| ગુમ કરવું | ગુમ થવું | ભક્ષ કરવું | |
| ચાલુ કરવું | ચાલુ થવું | ભંગ કરવું | ભંગ થવું |
| જપ્ત કરવું | જપ્ત થવું | ભસ્મ કરવું | ભસ્મ થવું |

| | | | |
|---|---|---|---|
| તૃપ્ત કરવું | તૃપ્ત થવું | માન્ય કરવું | માન્ય થવું |
| તર કરવું | તર થવું | માફ કરવું | માફ થવું |
| તંગ કરવું | તંગ થવું | વસુલ કરવું | વસુલ થવું |
| દગ્ધ કરવું | દગ્ધ થવું | વશ કરવું | વશ થવું |
| દૂર કરવું | દૂર થવું | સંપાદાન કરવું | સંપાદાન થવું |
| ઠાર કરવું | ઠાર થવું | સ્વાધીન કરવું | સ્વાધીન થવું |
| પેદા કરવું | પેદા થવું | શરૂ કરવું | શરૂ થવું |
| પ્રગટ કરવું | પ્રગટ થવું | શ્રવણ કરવું | |
| પ્રાપ્ત કરવું | પ્રાપ્ત થવું | અર્પણ કરવું | અર્પણ થવું |
| પ્રસન્ન કરવું | પ્રસન્ન થવું | આધીન કરવું | આધીન થવું |
| અદા કરવું | અદા થવું | ઉત્પન્ન કરવું | ઉત્પન્ન થવું |

ઉપર આપેલાં અને એવાં બીજાં સંયુક્ત જેવાં ક્રિયાપદોમાં પદચ્છેદ કરતાં થા મૂળની પૂર્વેનો શબ્દ છૂટો લઈ **વિશેષણ** કહેવાય; પરંતુ કર મૂળની સાથેથી જુદો પાડવો ઠીક નથી કારણકે મૂળ અર્થ આગલા વિશેષણ કે કૃદંતમાં રહેલો છે અને જાણે તે બે મળીને મૂળે એક ક્રિયાપદ હોય એવું જણાયછે :—જેમકે 'મેં આ પુસ્તક તેને **અર્પણ** કર્યું' એમાં કર્યું એ ક્રિયાપદમાં મૂળ અર્થ નથી પણ **અર્પણ** કર્યું = અર્પ્યું એમાંજ ખરો અર્થ છે; માટે **અર્પણ** અને કર્યું એનું છૂટું પદચ્છેદ થાય નહિ. કોઈવાર અર્થ ન તૂટે તો જુદું લેવાય.

**તાબેકરવું, કબજેકરવું, જમેકરવું હવાલેકરવું** અને કડેકરવું એ પણ સંયુક્ત ક્રિયાપદ જેવા છે. એમાં 'તાબે,' 'કબજે,' 'જમે' 'હવાલે' 'કડે' એ સાતમી વિભક્તિનાં નામ છે.

(૬) વળી કેટલાં ક્રિયાપદમાંથી તેની ક્રિયાનું નામ જુદું પાડી સાથે કર વાપરી સંયુક્તક્રિયાપદ જેવાં સાધિત થાયછે :—જેમકે વિચારવું = વિચાર કરવો, ચોરવું = ચોરી કરવી, માગવું = માગણી કરવી, દેવું = દાન કરવું, પોષવું = પોષણ કરવું, વગેરે.

આવાં સાધિત સંયુક્ત ક્રિયાપદોમાં ક્રિયાનું નામ જુદું પડતાં તે કરનો અશ્રી કર્મ થાયછે અને મૂળ કર્મ છઠ્ઠી વિભક્તિમાં આવી તેનું સંબંધી થાયછે એટલે એનું એકઠું પદચ્છેદ કરી સંયુક્ત ક્રિયાપદ કહેવાની જરૂર નથી.

**સંયુક્ત ક્રિ૦માં પદચ્છેદને લગતી વિશેષ સૂચના.**

૧ સંયુક્ત ક્રિયાપદમાં વિકારકની અસરથી વિકૃતનો વાચ્ય બદલાતો નથી; પણ પ્રયોગ બદલાયછે: એટલે વિકારક જો કર્તરિપ્રયોગનું હોય તો વિકૃતનો પ્રયોગ કર્તરિ થઈ જાયછે, અને જો કર્મણિપ્રયોગનું હોય તો વિકૃતનો પ્રયોગ કર્મણિ થઈ જાયછે. (જોવું પ્રયોગ):—જેમકે મેં મારો પાઠ **લખ્યો** (સકર્મક કર્મણિ પ્ર૦); હું મારો પાઠ **લખીરહ્યો** (સકર્મક કર્તરિ પ્ર૦) હું દશ ચોપડીઓ **લાવ્યો** (સકર્મક કર્તરિપ્ર૦) મેં દશ ચોપડીઓ **લાવીનાંખી** (સકર્મક કર્મણિપ્ર૦).

---

## પ્રયોગ.

૧૩૯. **પ્રયોગ**—વાક્યના કોઈ અધિકારી નામના રૂપ પ્રમાણે ક્રિયાપદના રૂપનું ફરવું તેને પ્રયોગ કહેછે.

૧૪૦. **ક્રિયાનાથ**—જે નામના રૂપ પ્રમાણે ક્રિયાપદનું રૂપ ફરેછે તેને ક્રિયાપદનો ક્રિયાનાથ કહેછે.

૧૪૧. ક્રિયાપદના ક્રિયાનાથ તરીકે **કર્ત્તા, કર્મ** ને કોઈવાર તેનો **ભાવ** આવેછે; આ ઉપરથી ક્રિયાપદના ત્રણ રીતના પ્રયોગ થાયછે:— **કર્ત્તરિ, કર્મણિ** અને **ભાવે**.

૧૪૨. **કર્ત્તરિપ્રયોગ**—જ્યારે ક્રિયાપદનો કર્ત્તા તેનો ક્રિયાનાથ હોય એટલે કર્ત્તા પ્રમાણે તેને જાતિ વચન ને પુરૂષ લાગે ત્યારે પ્રયોગ **કર્ત્તરિ** કહેવાય:—જેમકે 'મોતીરામ **આવેછે**.' '**હું બેઠો છું**.' 'તે **આવશે**,' 'હું પાંચ રૂપીઆ **લાવ્યો**.' એમાં આવેછે, બેઠો છું, આવશે, લાવ્યો, એનો પ્રયોગ **કર્ત્તરિ** છે.

જ્યારે અકર્મક ક્રિયાપદ હોય ત્યારે પદચ્છેદમાં **અકર્મક કર્તરિપ્ર૦** અને સકર્મક હોય ત્યારે **સકર્મક કર્તરિપ્ર૦** કહેવાય.

સૂચના— કર્તરિપ્રયોગમાં કર્તા હંમેશાં પેહેલી વિભક્તિમાં હોય અને ક્રિયાપદ અકર્મક ને સકર્મક બેઉ આવેછે.

અકર્મક ક્રિયાપદનાં બધાં રૂપનો પ્રયોગ કર્તરિ છે; પણ સકર્મક ક્રિયાપદનાં ભૂત, વિશેષભૂત, એ બેઉ ઉપરથી સાધિત થતા મિશ્રકાળ અને આજ્ઞાર્થે સામાન્યરૂપ શિવાયનાં બીજાં રૂપો કર્તરિપ્રયોગમાં આવેછે.

**૧૪૩. કર્મણિપ્રયોગ**— જ્યારે કર્મ ક્રિયાપદનો ક્રિયાનાથ હોય એટલે કર્મપ્રમાણે તેને **જાતિ વચન** લાગે ત્યારે પ્રયોગ **કર્મણિ** કહેવાય:— રાજાએ ઠરાવ **કર્યો**, મેં ચોપડી **વાંચી**, તેણ વચન આપ્યું, તેં બે ગુન્હા **કર્યા છે**; એમાં કર્યો, વાંચી, આપ્યું, કર્યા છે, એનો પ્રયોગ કર્મણિ છે.

**સૂચના**— અકર્મક ક્રિયાપદને કર્મ નથી એટલે તેનો કર્મણિ-પ્રયોગ થાયજ નહિ. કર્મણિપ્રયોગમાં કર્તા હંમેશાં ત્રીજી વિભક્તિમાં હોય અને ક્રિયાપદ સકર્મક ભૂત, વિશેષભૂત, એ બેઉ ઉપરથી સાધિત થતા મિશ્રકાળમાં અને આજ્ઞાર્થે સામાન્ય રૂપમાં આવેછે.

(૧) **ભૂત અને તેના મિશ્રકાળ**— મેં પાઠ **વાંચ્યો**, તેણ વચન **આપ્યું હતું**, તમે કોપી **લખી નથી**, સુથારે પેટી **ઘડી છે** વ૦.

(૨) **વિશેષભૂત અને તેના મિશ્રકાળ**— મેં કાગળ **લખેલો**, તેણે પાઠ **કરેલા છે**, મેં તમને એ **કહેલું હતું**, વ૦.

(૩) **સામાન્યરૂપ** તમારે પાઠ **વાંચવો**, રાજાએ રાજ **ચલાવવું**, મારે કોપી **લખવી** વ૦. (આવાં વાક્યોમાં સર્વનામનાં રૂપ મારે, તારે, અમારે, તમારે, એ ત્રીજી વિભક્તિમાં છે.)

વળી **સાધ્યભેદ**માં કર્ત્તા ત્રીજીને ઠેકાણે કરણાર્થે પંચમી વિભક્તિમાં આવેછે; અને કર્મ પ્રમાણે જાતિ વચન લાગેછે માટે એના રૂપનો પ્રયોગ **કર્મણિ** જેવો છે; તો પણ એમાં કર્મ સાધક થઇ કર્ત્તા જેવો થઇ જાયછે માટે એને પદચ્છેદમાં કરણે **સાકર્મક** કહેવાય:—જેમકે, મારાથી ચોપડી **લખાઈ**, તેનાથી પાઠ **વંચાતો નથી**, તમારાથી એવું કામ **કરાયું** વ૦.

૧૪૪. **અપવાદ**—સકર્મક છતાં કેટલાએક ક્રિયાપદનો ભૂતકાળમાં પ્રયોગ કર્ત્તરિ થાયછે; અને કર્ત્તા પેહેલી વિભક્તિમાં આવેછે:—જેવાંકે, અડ, અડક, ચૂક, જમ, ધાવ, પામ, બોલ બબડ, ભણ, મળ, લાવ, વળગ, વદ, વિસર, શિખ, સમજ વ૦:—હું લાડુ **જમ્યો**, તે એ ગાય **લાવ્યો**, તું કેટલા પાઠ **શિખ્યો**? તે એ ચોપડી **ભણ્યો**, તે આખો પાઠ **સમજ્યો** વ૦.

સકર્મક છતાં કેટલાંએકનો પ્રયોગ કોઇવાર કર્ત્તરિ ને કોઇવાર કર્મણિ થાયછે: જેવાં કે કરડ, જીત, ડંશ વ૦:—તે મને **કરડયો** (કર્ત્તરિ), ઊંટે પાંદડાં **કરડયાં** (કર્મણિ); તે દશ લડાઇ **જીત્યો** (કર્ત્તરિ), તેણે સુરત **જીત્યું** (કર્મણિ) વગેરે.

૧૪૫. **ભાવેપ્રયોગ**—જ્યારે ક્રિયાપદનો ભાવ તેનો ક્રિયાનાથ હોય એટલે કર્ત્તા કે કર્મનાં જાતિ વચન ક્રિયાપદને લાગતાં નથી પણ તેના ભાવનાં જાતિ વચન લાગે ત્યારે પ્રયોગ **ભાવે** કહેવાય:—તેનાથી **દોડાતું નથી**, મારાથી **રહેવાશે નહિ**, તારે **જવું** વગેરે; એમાં દોડાતું નથી, રહેવાશે નહિ, જવું, એનો પ્રયોગ **ભાવે** છે.

**સૂચના.**—ભાવે પ્રયોગમાં અકર્મક ક્રિયાપદના શક્યભેદનું રૂપ આવેછે; અને કર્ત્તા કરણાર્થે પાંચમીમાં આવેછે. ક્રિયાપદનો ભાવાર્થ નાન્યતરજાતિને એકવચનમાં છે માટે આ પ્રયોગમાં ક્રિયાપદ હમેશાં નાન્યતરજાતિના એકવચનમાંજ ગણાય.

અકર્મક ક્રિયાપદનું સામાન્યરૂપ આજ્ઞાર્થે આવે ત્યારે તેનો પણ ભાવે પ્રયોગ કહેવાય અને તેનીસાથે કર્ત્તા ત્રીજી વિભક્તિમાં આવેછે. તેણે ચાલવું, તમારે ઉભારહેવું, મારે દોડવું વગેરે.

## જાતિ, વચન અને પુરૂષ.

૧૪૬. ક્રિયાપદને પણ જાતિ વચન અને પુરૂષ લાગેછે; કારણ કે એના મુખ્ય સંબંધી જે નામ કે સર્વનામ છે તેમાં જાત વચન અને પુરૂષનો ભેદ રહેલો છે. આગળ (પ્રયોગમાં) બતાવ્યા પ્રમાણે કર્ત્તા કર્મ કે ભાવ જે એના ક્રિયાનાથ થાયછે તે ઉપરથી ક્રિયાપદના જાતિ વચન ને પુરૂષનું બંધારણ છે. ક્રિયાપદના કોઈ રૂપમાં જાતિનો ભેદ દેખાઈતો છે અને કોઈ રૂપમાં પુરૂષનો ભેદ દેખાઈતો હોયછે. વચનનો ભેદ તો બન્નેમાં સાધારણ રીતે રહેછે:—

૧૪૭. **જાતિભેદ**—અવિકારી શિવાયના બધા કૃદંત, શુદ્ધ ભૂતકાળ, અને નિશ્ચયાર્થ દ્વિત્વ વર્ત્તમાન શિવાયના મિશ્રકાળના બધાં રૂપોમાં જાતિભેદ રહેલો છે (જોવું રૂપાખ્યાન).

૧૪૮. **પુરૂષભેદ**—ઉપર બતાવ્યાં તે શિવાયનાં બીજાં બધાં રૂપોમાં પુરૂષભેદ પ્રમાણે રૂપાખ્યાન થાયછે; આ રૂપોમાં ક્રિયાપદના ક્રિયાનાથ ઉપરથી તેની જાતિ કહેવાયછે: જેમકે 'છોકરો દોડેછે' એમાં 'દોડેછે' એ નરજાતિ; પણ 'છોકરી દોડેછે' એમાં 'દોડેછે' એ નારી જાતિ. વચનનું પણ રૂપ એક સરખું હોય ત્યાં ક્રિયાનાથ ઉપરથી એકવચન કે બહુવચન ઓળખી શકાય:—જેમકે 'છોકરો દોડેછે' એમાં 'દોડેછે' એ એકવચન; પણ 'છોકરાઓ દોડેછે' એમાં 'દોડેછે' એ બહુવચન.

૧૪૯. નિશ્ચયાર્થ અને સંશયાર્થ ભવિષ્યવર્ત્તમાન, સંશયાર્થ દ્વિત્વવર્ત્તમાન અને વર્ત્તમાનભવિષ્ય ને દ્વિત્વભવિષ્યમાં જાતિ અને પુરૂષ એ બેઉ ભેદ દેખીતા છે. (જોવું રૂપાખ્યાન).

**વિશેષસૂચના**— ક્રિયાપદનો ક્રિયાનાથ પુરૂષવાચક સર્વનામ હોય ત્યાં તો તે સર્વનામ ઉપરથી પહેલો, બીજો કે ત્રીજો પુરૂષ સ્હેલથી જણાય. પણ જ્યારે કોઈ નામ ક્રિયાનાથ હોય ત્યારે હમેશાં ત્રીજો પુરૂષ કહેવો. તેમજ ભાવકર્તૃક ક્રિયાપદમાં અને ભાવે પ્રયોગમાં ક્રિયાપદનો ભાવ ક્રિયાનાથ છે ત્યાં પણ ત્રીજો પુરૂષ કહેવો.

---

નીચેના મનોયત્નમાં આપેલાં વાક્યોમાંનાં ક્રિયાપદનો મૂળ, ભેદ, અર્થ, કાળ, (જાતિ, વચન, પુરૂષ) અને પ્રયોગ કહો.

મનોયત્ન ૮ મો.

૧ તે આવેછે. ૨ હું ગયો હતો. ૩ તેઓ ચોપડી વાંચી રહ્યા છે. ૪ જમની બોલેછે. ૫ કાશીના પેટમાં દુખતું હતું. ૬ તેનાથી વંચાતું નથી. ૭ તેણે પાઠ કીધા હશે. ૮ પોપટ પણ બોલી શકેછે. ૯ તારે છાનામાના બેસી રહેવું. ૧૦ છગને એ વાત કહી દીધી હતી. ૧૧ મારાથી ઈતિહાસ ભૂગોળ વંચાયાં નથી. ૧૨ તે પાઠ લખતો હોય તો ઉઠાડતા ના. ૧૩ કાલે વહેલા આવજો ને નકશો જોઈ જજો. ૧૪ જેટલું આવડતું હોય તેટલું બોલી જાઓ. ૧૫ તમે વાંચ્યું હશે પણ મોઢે કર્યું નથી. ૧૬ કાલે ક્યારે આવવાના છો તે કહી દો. ૧૭ જો આવવાના હો તો વહેલા આવવું ૧૮ અમે આવ્યા હોઈએ તો ઠીક, નહિતો ચાલ્યા જજો. ૧૯ કાલે હું દુધપાક ને પુરી જમ્યો હતો પણ પેટભરીને ખવાયું નહિ તેથી આજે વહેલી રસોઈ કરાવી છે. ૨૦ તમારે જમવું હોય તો આવી જાઓ.

---

## ક્રિયાપદનાં રૂપાખ્યાન.

### શુદ્ધકાળ.

(અપૂર્ણક્રિ૦) 'હો' મૂળ મૂળભેદ અકર્મક કર્તરિ પ્રયોગ.

| | નિશ્ચયાર્થ | વર્તમાનકાળ | સંશયાર્થ | |
|---|---|---|---|---|
| પુરૂષ | એકવ૦ | બહુવ૦ | એકવ૦ | બહુવ૦ |
| ૧ | હું છું | અમે છિયે છેએ | હું હોઉં | અમે હોઈએ, હઈએ |
| ૨ | તું છે, છું | તમે છો | તું હોય-હોઉં | તમે હો |
| ૩ | તે છે | તેઓ છે | તે હોય | તેઓ હોય |

આજ્ઞાર્થે—૨ જો પુ૦ એકવ૦ (તું) હો* બહુવ૦ (તમે) હો-હોઓ*

---

* આજ્ઞાર્થમાં ઘણીવાર 'હો' 'હોઓ' ને બદલે 'થા' 'થાઓ' વપરાયછે.

## ભૂતકાળ.

### નિશ્ચયાર્થ.

| જાતિ | | એકવ૦ | | બહુવ૦ |
|---|---|---|---|---|
| નર૦ | હું તું તે | હતો | અમે, તમે, તેઓ | હતા |
| નારી૦ | ,, | હતી | ,, | હતી |
| નાન્ય૦ | ,, | હતું | ,, | હતાં |

### સંશયાર્થ.

| | | એકવ૦ | | બહુવ૦ |
|---|---|---|---|---|
| ત્રણે | ,, | હોત, હત | ,, | હોત, હત |

## ભવિષ્યકાળ.

| નિશ્ચયાર્થ તથા સંશયાર્થ. | | આજ્ઞાર્થ. |
|---|---|---|
| પુરુષ એકવ૦ | બહુવ૦ | [હશું (શુદ્ધ આજ્ઞા બીજા પુરુષ- |
| ૧ હું હોઇશ-હઇશ | અમે હોઇશું-હઇશું- | માં થાયછે) |
| ૨ તું હોશે-હશે | તમે હોશો-હશો | ૨ જો પુ૦ એકવ૦—તું હોજે-હજે, |
| ૩ તે હોશે-હશે | તેઓ હોશે-હશે | ,, બહુવ૦—તમે હોજો-હજો. |

## મિશ્રકાળ.

### હો મૂળ દ્વિત્વ વર્તમાનકાળ (નિશ્ચયાર્થ).

| પુરુષ | એકવ૦ | બહુવ૦ |
|---|---|---|
| ૧ | હું હોઉંછું, હઉંછું | અમે હોઇએ છીએ, હઇએ [છીએ-છેએ |
| ૨ | તું હોયછે, હોઉંછું-હઉંછું | તમે હોછો |
| ૩ | તે હોયછે | તેઓ હોયછે |

આ શિવાય 'હો' નાં બીજાં મિશ્રકાળનાં રૂપ વપરાતાં નથી, એને બદલે ઘણીવાર 'થા'* નાં રૂપ વાપરવાનો ચાલ છે.

### હો મૂળ નિષેધ રૂપ+

'હો' ને બદલે 'છ' મૂળ જેવો થઇ વપરાયછે અને નકારની સાથે ભળી જઇ 'નથી' (છે નહિ) એ રૂપ ગુજરાતીમાં ચાલેછે. એને 'છ મૂળનું અકર્ણ રૂપ' એમ સાધારણ રીતે કહેછે.

---

* નિશ્ચયાર્થ દ્વિત્વવર્તમાન શિવાયના બીજા મિશ્રકાળોમાં 'હો' ને બદલે 'થા' વપરાયછે : પણ 'થા' માં 'એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં જવું' એવો અર્થ રહેલો છે, માટે 'હો' નો મૂળાર્થ બતાવવાને ઘણીવાર એના મિશ્રરૂપને બદલે સાદો કાળ વાપરેલો દીઠામાં આવેછે. પણ તેવે અર્થે 'થા' વપરાતો નથી.

+ નિષેધરૂપમાં ન, ના, નહિ, મા, આવા નિષેધાર્થ ક્રિયાવિ૦ ક્રિયાપદની સાથે આવેછે અને તેનું છૂટું પદચ્છેદ થાયછે. માત્ર 'નથી' એને 'છ' મૂળનું અકર્ણરૂપ પદચ્છેદમાં કહેછે, માટે એ રૂપ આપ્યું છે. 'નથી' એ સં. न + अस्ति='नास्ति' આ રૂપનો અપભ્રંસ છે.

| | નિશ્ચયાર્થ. | વર્ત્તમાનકાળ. | સંશયાર્થ. | |
|---|---|---|---|---|
| પુ० | એકવ० | બહુવ० | એકવ० | બહુવ० |
| ૧ | હું નથી | અમે નથી | હું ન હોઉં | અમે ન હોઈએ |
| ૨ | તું ,, | તમે ,, | તું ન હોય | તમે ન હો |
| ૩ | તે ,, | તેઓ ,, | તે ન હોય | તેઓ ન હોય. |

હો મૂળ શક્યભેદ (કરણે અકર્મક)

હો મૂળના હોવાય, હોવાશે, હોવાતું, આવાં સત્યભેદે શક્યાર્થના રૂપો વપરાતાં નથી; પણ એ અર્થ બતાવવાને એની સાથે સહાયકારક 'શક' વપરાયછે: જેમકે હોઈશકું, હોઈશક્યો, હોઈશકતો નથી, હોઈશકે વ૦.

અપૂર્ણ ક્રિયાપદ 'જોઈએ'* સત્યભેદ કરણે સકર્મક

કૃદંત

વર્ત્તમાન કૃ०—જોઈતો, જોઈતી, જોઈતું; જોઈતા, જોઈતી, જોઈતાં.

ભવિષ્ય કૃ०—જોઈવાનો, જોઈવાની, જોઈવાનું; જોઈવાના, જોઈ-વાની, જોઈવાનાં.

નિશ્ચયાર્થ ને સંશયાર્થ વર્ત્તમાનકાળ— જોઈએ.

સંશયાર્થ ભૂતકાળ— જોઈયત.

નિશ્ચયા० ને સંશ० ભવિષ્યકાળ— જોઈશે (જોઈશું).

નિશ્ચ० દ્વિત્વ વ०— જોઈએ છે.†

સંશ० ,, — જોઈતો-તી-તું હોય; જોઈતા-તી-તાં હોય.

વર્ત્તમાન ભૂતકાળ.

| | નિશ્ચયાર્થ. | | સંશયાર્થ. | |
|---|---|---|---|---|
| જાતિ | એકવ० | બહુવ० | એકવ० | બહુવ० |
| નર | જોઈતો હતો | જોઈતા હતા. | જોઈતો હોત | જોઈતા હોત. |
| નારી | જોઈતી હતી | જોઈતી હતી. | જોઈતી હોત | જોઈતી હોત. |
| નાન્ય | જોઈતું હતું | જોઈતાં હતાં. | જોઈતું હોત | જોઈતાં હોત. |

* 'જોઈએ' એ સં. युज् ધાતુના સત્યભેદ 'युज्यते' નું અપભ્રંસ છે. એટલે ગુજરાતીમાં પણ સત્યભેદે કરણે સકર્મક જેવો વપરાયછે. એનું મૂળભેદનું રૂપ નથી એટલે ભૂલથી એનો મૂળ 'જો' કહેવો નહિ. 'જો' એ 'જોવું' નો મૂળ છે; 'અમે જોઈએ' એમાં 'જોઈએ' નો મૂળ 'જો' છે; પણ 'મારે જોઈએ' એમાં 'જોઈએ' એ 'युज्यते' નું અપભ્રંસ છે.

† 'જોઈએ છે' ને બદલે 'જોઈએ છિયે' કોઈ વાપરેછે. પણ એનો પ્રયોગ કર્મણિ છે એટલે ત્રીજા પુરૂષનું રૂપ આવવું જોઈએ.

નિશ્ચ૦ ભવિષ્ય વ૦— જોઈવાનો-ની-નું છે; જોઈવાના-ની-નાં છે.
સંશ૦ ,, — જોઈવાનો-ની-નું હોય; જોઈવાના-ની-નાં હોય

ભવિષ્ય ભૂતકાળ. ( ઘણો થોડો વપરાયછે )

| | નિશ્ચયાર્થ. | | સંશયાર્થ. | |
|---|---|---|---|---|
| જાતિ | એકવ૦ | બહુવ૦ | એકવ૦ | બહુવ૦ |
| નર | જોઈવાનો હતો | જોઈવાના હતા | જોઈવાનો હોત | જોઈવાના હોત |
| નારી | જોઈવાની હતી | જોઈવાની હતી | જોઈવાની હોત | જોઈવાની હોત |
| નાન્ય. | જોઈવાનું હતું | જોઈવાનાં હતાં | જોઈવાનું હોત | જોઈવાનાં હોત |

ઉપર આપ્યાં તે શિવાય જોઈએનાં બીજાં રૂપ થતાં નથી. એનો કર્મણિ ( કરણે સકર્મ ) સહભેદે છે એટલે એનો કર્ત્તા કરણાર્થ પંચમીમાં આવવો જોઈએ અને કર્મ સહકાર્ય પ્રથમામાં આવેછે. પણ 'મારાથી જાણાયછે- દેખાયછે' એને બદલે મને 'જાણાછે- દેખાયછે' એવાં રૂપ વપરાયછે તે પ્રમાણે કર્ત્તા ચતુર્થિમાં એનો સંબંધિ થઈને આવેછે. એની સાથે 'મારે,' 'તારે,' 'તમારે,' એવાં સર્વનામનાં રૂપો ચતુર્થીનાં છે; ત્રીજીનાં નથી. કેમકે તેને ઠેકાણે જો કોઈ નામ વાપરિયે તો તેને ચોથી લગાડવી પડે; ત્રીજી આવે નહિ:— જેમકે 'રંગીલદાસને પાંચ રૂપિયા જોઈએછે;' 'રંગીલદાસે જોઈયેછે, એમ બોલાય નહિ.

---

અકર્મક ક્રિ૦ 'પડ' મૂળ મૂળભેદ કર્ત્તરિ પ્રયોગ.

( મૂળભેદે ત્રાણે અર્થના શુદ્ધ અને મિશ્રકાળનાં રૂપ 'બોલ' મૂળનાં રૂપ તથા કૃદંત, આગળ કાળ અને કૃદંતના પાઠમાં આવી ગયાં તે પ્રમાણે જોઈ લેવાં ).

'પડ' મૂળ શક્યભેદ ભાવે પ્રયોગ

(શક્યભેદમાં ક્રિયાનાથ ક્રિયાપદનો ભાવ હોયછે એટલે તે ત્રીજા પુરૂષ નાન્યતર જાતિના એક વચનમાંજ રહેછે).

કૃદંત— પડાવું પડાતું, પડાયું, પડાયલું, પડાવાનું વ૦.

| કાળ. | નિશ્ચયાર્થ. | સંશયાર્થ. |
|---|---|---|
| વર્તમાનકાળ- | પડાય | પડાય |
| ભુતકાળ- | પડાયું | પડાત |
| ભવિષ્યકાળ- | પડાશે | પડાશે |
| દ્વિત્વવર્તમાન- | પડાયછે | પડાતું હોય |
| વર્તમાનભૂત- | પડાતું હતું | પડાતું હોત |
| ભૂતવર્તમાન- | પડાયું છે | પડાયું હોય |
| દ્વિત્વભૂત- | પડાયું હતું | પડાયું હોત |
| વિશેષ ભૂતવર્તમાન- | પડાયલું છે | પડાયલું હોય |
| વિશેષ દ્વિત્વભૂત- | પડાયલું હતું | પડાયલું હોત |
| ભવિષ્યવર્તમાન- | પડાવાનું છે | પડાવાનું હોય |
| ભવિષ્યભૂત- | પડાવાનું હતું | પડાવાનું હોત. |

(પડ, બળ, મર, અને એવા બીજા ક્રિયાપદો ઉપરથી પાડ, બાળ, માર, એવાં જે સકર્મક ક્રિયાપદ થાયછે ( જોવું કર્મક રૂપ) તેના સહ્યભેદનાં રૂપો પણ આ રૂપને મળતાં હોયછે. માટે એવાં રૂપો મૂળ અકર્મકનો શક્યભેદ છે કે સાધિત સકર્મકનો સહ્યભેદ છે તે અર્થ ઉપરથી શોધી કઢાય).

'પડ' મૂળ પ્રેરકરૂપ

| | |
|---|---|
| સામાન્ય કૃ૦- | પડાવવો, પડાવવી, પડાવવું, પડાવવા, પડાવવાં. |
| કર્તૃવા૦ કૃ૦- | પડાવનારો, પડાવનારી, પડાવનારૂં વ૦.પડાવનાર |
| વર્તમાન કૃ૦- | પડાવતો, પડાવતી, પડાવતું, પડાવતા. પડાવતાં. |
| ભૂતકૃ૦- | પડાવ્યો, પડાવી, પડાવ્યું, પડાવ્યા, પડાવ્યાં (ઘણો ખરો કાળતરીકે વપરાય ). |
| વિશેષભૂત કૃ૦- | પડાવેલો, પડાવેલી, પડાવેલું, પડાવેલા,પડાવેલાં. |
| ભવિષ્ય કૃ૦- | પડાવવાનો, પડાવવાની, પડાવવાનું, પડાવવાનાં |
| સંબંધકભૂતકૃ૦- | પડાવી, પડાવીને. [વ૦. |

'પડ' મૂળને પ્રેરકનો પ્રત્યય લગાડી કાળના પાઠમાં બતાવ્યા પ્રમાણે શુદ્ધ અને મિશ્રકાળ બનાવાય. અકર્મક ક્રિયાપદ પ્રેરકરૂપમાં આવતાં સકર્મક જેવો થઈ જાયછે માટે ભૂત, વિશેષભૂત અને તેથી સાધિત થતા મિશ્રકાળોમાં આ રૂપનો પ્રયોગ કર્મણી છે:—જેમકે 'ગાંસડી **પડાવી**,' 'ઘર **પડાવ્યું**,' 'કેરી **પડાવવી**, વગેરે.'

સકર્મક ક્રિ૦ 'લખ' મૂળ. મૂળભેદ. શુદ્ધકાળ.

| વર્ત્તમાન કર્ત્તરિપ્રયોગ. | | | ભવિષ્ય કર્ત્તરિપ્રયોગ. | |
|---|---|---|---|---|
| | નિશ્ચયા૦ ને સંશ૦ | | નિશ્ચ૦ ને સંશ૦ | |
| પુ૦ | એકવ૦ | બહુવ૦ | એકવ૦ | બહુવ૦ |
| ૧ | હું લખું | અમે લખીએ | હું લખીશ | અમે લખીશું |
| ૨ | તું લખે | તમે લખો | તું લખશે-લખીશ | તમે લખશો |
| ૩ | તે લખે | તેઓ લખે | તે લખશે | તેઓ લખશે |
| | આજ્ઞાર્થ. | | આજ્ઞાર્થ. | |
| ૨ | તું લખ | તમે લખો | તું લખજે | તમે લખજો |

ભૂતકાળ.

| નિશ્ચ૦ કર્મણિપ્રયોગ. | | | સંશ૦ કર્ત્તરિપ્રયોગ. | | |
|---|---|---|---|---|---|
| જાતિ | એકવ૦ | બહુવ૦ | પુ૦ | એકવ૦ | બહુવ૦ |
| નર | લખ્યો | લખ્યા | ૧ | હું લખત | અમે લખત |
| નારી | લખી | લખી | ૨ | તું ,, | તમે ,, |
| નાન્ય૦ | લખ્યું | લખ્યાં | ૩ | તે ,, | તેઓ ,, |

આજ્ઞાર્થ (વિધ્યર્થ) સામાન્યરૂપ કર્મણિપ્રયોગ.

એકવ૦—(મારે તારે તેણે અમારે વ૦) લખવો, લખવી, લખવું.
બહુવ૦— ,, લખવા, લખવી, લખવાં

'લખ' મૂળ કૃદંત.

સામાન્ય કૃ૦—લખવો, લખવી, લખવું; લખવા, લખવી, લખવાં

કર્તૃવા૦ કૃ૦— લખનારો, લખનારી, લખનારૂં; લખનારા, લખનારી, લખનારાં. લખનાર

વર્ત્તમાન કૃ૦— લખતો, લખતી, લખતું; લખતા, લખતી, લખત.

ભૂત કૃ૦ — લખ્યો, લખી, લખ્યું; લખ્યા, લખી, લખ્યાં.

વિશેષભૂ૦કૃ૦— લખેલો, લખેલી, લખેલું, લખેલા, લખેલી, લખેલાં.

ભવિષ્ય કૃ૦— લખવાનો, લખવાની, લખવાનું; લખવાના, લખવાની લખવાનાં.

સંબં૦ભૂ૦કૃ૦— લખી, લખીને.

## સકર્મક ક્રિ૦ 'લખ' મૂળ મૂળભેદ મિશ્રકાળ.

### દ્વિત્વવર્ત્તમાન કર્ત્તરિપ્રયોગ.

| | નિશ્ચયાર્થ | | સંશયાર્થ | |
|---|---|---|---|---|
| પુ૦ | એકવ૦ | બહુવ૦ [છિયે | એકવ૦ | બહુવ૦ [હોઈએ |
| ૧ | હું લખુંછું | અમે લખિયે | લખતો-તી-તું હોઉં | લખતા-તી તાં |
| ૨ | તું લખેછે | તમે લખોછો | લખતો ,, હોય | લખતા ,, હો |
| ૩ | તે લખેછે | તેઓ લખેછે | લખતો ,, હોય | લખતા ,, હોય |

### વર્ત્તમાનભૂત કર્ત્તરિપ્રયોગ.

| જા૦ પુ૦ | એકવ૦ | બહુવ૦ | એકવ૦ | બહુ૦ |
|---|---|---|---|---|
| નર (ત્રણે) | લખતો હતો | લખતા હતા | લખતો હોત | લખતા હોત |
| નારી ,, | લખતી હતી | લખતી હતી | લખતી હોત | લખતી હોત |
| નાન્ય ,, | લખતું હતું | લખતાં હતાં | લખતું હોત | લખતાં હોત |

### જાતિ ભૂતવર્ત્તમાન કર્મણિપ્રયોગ.

| | | | | |
|---|---|---|---|---|
| નર૦ | લખ્યો છે | લખ્યા છે | લખ્યો હોય | લખ્યા હોય |
| નારી૦ | લખી છે | લખી છે | લખી હોય | લખી હોય |
| નાન્ય૦ | લખ્યું છે | લખ્યાં છે | લખ્યું હોય | લખ્યાં હોય |

### દ્વિત્વભૂત કર્મણિપ્રયોગ.

| | | | | |
|---|---|---|---|---|
| નર૦ | લખ્યો હતો | લખ્યા હતા | લખ્યા હોત | લખ્યો હોત |
| નારી૦ | લખી હતી | લખી હતી | લખી હોત | લખી હોત |
| નાન્ય૦ | લખ્યું હતું | લખ્યાં હતાં | લખ્યું હોત | લખ્યાં હોત |

### વિશેષ ભૂતવર્ત્તમાન. કર્મણિપ્રયોગ.

| | નિશ્ચયાર્થ. | | સંશયાર્થ. | |
|---|---|---|---|---|
| જાતિ | એકવ૦ | બહુવ૦ | એકવ૦ | બહુવ૦ |
| નર | લખેલો છે | લખેલા છે | લખેલો હોય | લખેલા હોય |
| નારી | લખેલી છે | લખેલી છે | લખેલી હોય | લખેલી હોય |
| નાન્ય૦ | લખેલું છે | લખેલાં છે | લખેલું હોય | લખેલાં હોય |

### વિશેષદ્વિત્વભૂત કર્મણિ પ્રયોગ.

| | | | | |
|---|---|---|---|---|
| નર | લખેલો હતો | લખેલા હતા | લખેલો હોત | લખેલા હોત |
| નારી | લખેલી હતી | લખેલી હતી | લખેલી હોત | લખેલી હોત |
| નાન્ય૦ | લખેલું હતું | લખેલાં હતાં | લખેલું હોત | લખેલાં હોત |

### ભવિષ્યવર્ત્તમાન કર્ત્તરિપ્રયોગ.

| પુ. | નિશ્ચયાર્થ. એકવચન | સંશયાર્થ. એકવચન |
|---|---|---|
| ૧ | હું લખવાનો-ની-નું છું | હું લખવાનો-ની-નું હોઉં |
| ૨ | તું લખવાનો-ની-નું છે | તું લખવાનો-ની-નું હોય |
| ૩ | તે લખવાનો-ની-નું છે | તે લખવાનો-ની-નું હોય |
| | બહુવચન | બહુવચન |
| ૧ | અમે લખવાના-ની-નાં છિયે | અમે લખવાના-ની નાં હોઈયે |
| ૨ | તમે લખવાના ની-નાં છો | તમે લખવાના ની-નાં હો |
| ૩ | તેઓ લખવાના-ની-નાં છે | તેઓ લખવાના ની-નાં હોય |

### ભવિષ્યભૂત કર્ત્તરિપ્રયોગ.

| જાતિ | એકવચન | એકવચન. |
|---|---|---|
| નર | હું-તું-તે લખવાનો હતો | હું, તું, તે લખવાનો હોત |
| નારી | ,, લખવાની હતી | ,, લખવાની હોત |
| નાન્ય૦ | ,, લખવાનું હતું | ,, લખવાનું હોત |
| | બહુવચન | બહુવચન |
| નર | અમે-તમે તેઓ લખવાના હતા | અમે, તમે, તેઓ લખવાના હોત |
| નારી | ,, લખવાની હતી | ,, લખવાની હોત |
| નાન્ય૦ | ,, લખવાનાં હતાં | ,, લખવાનાં હોત |

હો મૂળના ભવિષ્યકાળના રૂપથી આના બીજા ચાર મિશ્રકાળ સાધિત થાયછે ( જોવું મિશ્રકાળ ). તેમાં ભૂતભવિષ્ય અને વિશેષભૂતભવિષ્યનો પ્રયોગ કર્મણિ છે:—જેમકે 'વાત લખી હશે,' 'કાગળ લખેલો હશે,' 'નામ લખ્યાં હશે,' વ૦.

કૃદંત **'લખ' મૂળ સહ્યભેદ** કર્મણિપ્રયોગ (કરણે સકર્મક).

સામાન્ય—લખાવો, લખાવી, લખાવું; લખાવા, લખાવી, લખાવાં.

કર્તૃવા૦ —લખાનારો વ૦ (ઘણો વપરાતો નથી).

વર્ત્તમા૦—લખાતો, લખાતી, લખાતું; લખાતા, લખાતી, લખાતાં.

ભૂત —લખાયો, લખાઈ, લખાયું; લખાયા, લખાઈ, લખાયાં.

વિશેષભૂ૦—લખાયલો, લખાયલી, લખાયલું; લખાયલા-યલી-યલાં

ભવિષ્ય—લખાવાનો, લખાવાની-લખાવાનું; લખાવાના-વાની-વાનાં

સંબંધ૦ભૂ૦—લખાઈ, લખાઈને.

સહ્યભેદમાં કર્મ સહક થઈ કર્ત્તા જેવો થઈ જાયછે. અને ગુજરાતીમાં પહેલો, બીજો પુરૂષ ( પ્રાણીવાચક શબ્દ ) સહક તરીકે લઈ આ રૂપ વાપરવાનો ઘણો થોડો ચાલ છે. તેથી ઘણા સકર્મક ક્રિયાપદનાં રૂપ આ ભેદમાં પુરૂષ પ્રમાણે ફરતાં નથી. (હું મનાઉંછું, તું ગણાતો હતો, અમે કહેવાઈએ-છીએ, આવાં કોઇ કોઇ ક્રિયાપદનાં રૂપ વપરાયછે ). માટે નીચે ત્રીજા પુરૂષનાંજ રૂપ આપ્યાં છે.

| | નિશ્ચયાર્થ. | સંશયાર્થ. |
|---|---|---|
| વર્ત્તમાન | — લખાય | લખાય |
| ભૂત | — લખાયો, લખાઈ, લખાયું વ૦ | લખાત |
| ભવિષ્ય | — લખાશે | લખાશે |
| દ્વિત્વવ૦ | — લખાયછે | લખાતો-તી-તું હોય વ૦ |
| વર્ત્તમા૦ભૂ૦ | — લખાતો હતો, લખાતી હતી વ૦ | લખાતો-તી-તું-હોત |
| ભૂતવ૦ | — લખાયો-ઈ-યું છે વ૦ | લખાયો-ઈ-યું હોત વ૦ |
| દ્વિત્વભૂત | — લખાયો હતો, લખાઈ હતી લખાયું હતું વ૦ | લખાયો-ઈ-યું હોય વ૦ |
| વિ૦ભૂ૦વ૦ | — લખાયલો લી-લું છે વ૦ | લખાયલો-લી લું હોય વ૦ |
| વિ૦દ્વિત્વભૂ૦ | — લખાયલો હતો, લખાયલી હતી લખાયલું હતું વ૦ | લખાયલો-લી-લું હોત વ૦ |
| ભવિષ્યવ૦ | — લખાવાનો-ની-નું છે વ૦ | લખાવાનો-ની-નું હોય વ૦ |
| ભવિષ્યભૂ૦ | — લખાવાનો હતો, લખાવાની હતી લખાવાનું હતું વ૦ | લખાવાનો-ની-નું હોત વ૦ |

## નિષેધરૂપ.

નિષેધરૂપ બનાવતાં જ્યાં મિશ્રકાળમાં 'હો' ને બદલે 'છ' વપરાયછે તેનાં નિષેધરૂપમાં 'નથી' આવેછે: જેમકે લખાતો નથી, લખાતું નથી, લખાવાનું નથી, લખાયું નથી, વ૦; અને બાકીનાં રૂપોમાં નકાર છૂટો આવેછે:—જેમકે લખ્યું ન હોય, લખાયું ન હતું, વ૦.

## પ્રેરકરૂપ.

(પ્રેરકરૂપના નિયમ પ્રમાણે પ્રત્યય લગાડ્યા પછી કોઈ પણ કાળના પ્રત્યય લગાડી આ રૂપો બનાવી શકાય).

પ્રેરકરૂપનો આજ્ઞાર્થ અને સહ્યભેદના સામાન્ય કૃદંતનાં રૂપ મળતાં આવેછે:—જેમકે 'તમારાથી આવો ગ્રંથ લખાવો સ્હેલ નથી' એમાં લખાવો એ સહ્યભેદનો સામાન્ય કૃદંત છે; પણ 'તમે ડિક્ટેશન લખાવો' એમાં લખાવો એ પ્રેરકરૂપનો આજ્ઞાર્થ છે.

---

## અવ્યય.

### ક્રિયાવિશેષણ.

૧૫૦. ઉપયોગ.—ક્રિયાવિશેષણ ક્રિયાવિષે કાળ (વખત), સ્થળ (ઠેકાણું), રીતિ (રીત), ન્યુનાધિક (ઓછું, વત્તું), સ્વિકાર (હા કહેવી), નિષેધ-નકાર (ના કહેવી), પ્રશ્ન અને કારણ બતાવેછે: આ ઉપરથી એના મુખ્ય ૮ વર્ગ પાડીશકાય:—**કાળવાચક, સ્થળવાચક, રીતિવાચક, ન્યુનાધિકદર્શક, સ્વિકારવાચક, નિષેધાર્થ, પ્રશ્નાર્થ અને કારણદર્શક.** આ ૮ વર્ગના ક્રિયાવિશેષણ કેટલાએક જાણવા જેવા પેટા વર્ગ સાથે નીચે આપ્યા છે.

૧૫૧. **કાળવાચક.**—(અમુક વખત)—જ્યારે, ત્યારે, અત્યારે, જેવારે, તેવારે, હમણાં, આ વાર, આ ઘડી, તત્કાળ, તત્ક્ષણ, તરત, તરતાતરત, હવે, હવેપછી, (આજ, આજે, કાલ, કાલે, પરમદહાડે, સ્હવારે, સાંજે, વહાણે, રાતે, બપોરે, મધરાતે) ઓણ, પોર, પરાર, હોણસાલ, કદી, કેદી, વળતી, પછી, હજી, પ્રથમ, પહેલાં, પૂર્વે, પછીથી, અગાઉ, અગાડી, અંતે, આખરે; (દરમ્યાન)–હાલ, હાલમાં, પલમાં, પલકમાં, હજુ-

સુધી; (જાશુ વખત)– હમેશાં, સર્વદા, સદા, સર્વકાળ, રોજ, નિત્ય, નીરંતર, જાશુ, અહરનિશ; (વખતની પુનરાવૃત્તિ)— વારંવાર, વારેવારે, વારેઘડીએ, રોજરોજ, ઘડીએઘડીએ, ઘડીઘડી, ક્ષણેક્ષણે, રોજરોજ, નીતનીત, દીનદીન, દહાડેદહાડે, ઘણીવાર, વારાફરતી, ફેરેફેરે, વર્ષોવર્ષ, એકાંતરે; આમાં બેવાર, ત્રણવાર સોવાર એવા સંખ્યાર્થ શબ્દો પણ આવેછે.

૧૫૨. **સ્થળવાચક.**— જ્યાં, ત્યાં, જહિં, તહિં, ક્યાં, કહિં, હાં, અહિં, પાસે, જ્યાંઆગળ, ત્યાંઆગળ, ક્યાંઆગળ, હાંઆગળ, અહિંઆગળ, અંતરિક્ષ, અંતરીયાળ, દૂર, આઘા, અળગા, આમ, આણીગમ, આણીતરફ આણીકોર, આબાજુ, તેમ, તેણીગમ, તેણીતરફ, તેબાજુ, જેમ, જેણીગમ, જેતરફ, કેમ, કેણીગમ, કેણીતરફ, ઉગમણા, આથમણા, ઉત્તરાતા, દખણાતા; (ઘણા ખરા ઠેકાણું બતાવનારા નામયોગી ક્રિયાવિશેષણ તરીકે વપરાયછે; જોવું નામયોગી.)

૧૫૩. **રીતિવાચક.**—(સાધારણ રીત) આમ, એમ, તેમ, જેમ, કેમ. આ પ્રમાણે, તે પ્રમાણે, એ પ્રમાણે, આસ્તે, ધીમે, હળવે, આસ્તેઆસ્તે, ધીમેધીમે, હળવેહળવે, પેરેપેરે, રહેતેરહેતે, થોડેથોડે, ઓચિંતું, અકસ્માત, એકદમ, જોરભેર, સારીપેઠે, વ્યર્થ, ફોગટ, નકામું, (ભલું, ભુંડું, ઠીક, સારૂં, નઠારૂં, નરસું, સરસ, નરસ વગેરે વિશેષણો આ અર્થે ક્રિયાવિશેષણ તરીકે વપરાયછે); (ખાત્રી)— ખરે, ખરૂં, ખચીત, ખરેખર, અવશ્ય, જરૂર, નિશ્ચે, નક્કિ, મુકર્રર, ખસુસ, બેધડક, નિશંક, બેશક, બેફિકર; (સંશય)— કદાચ, કદાપી, કદાચિત, કદાશ, કદી, રખે, રખેને, ઘણુંકરીને, સોવસા; (અનુકરણવાચક)— ધમધમ, ચમચમ, છુમછુમ, ધબધબ, કડાકડ, તડાતડ, ધડાધડ, ફડાફડ, વ૦.

૧૫૪. **ન્યુનાધિકદર્શક.**—(ન્યુનતા)– થોડું, ઓછું, અલ્પ, જુજ, જરા, જરાતરા, જરાક, કિંચિત, કંઈક, લગાર, લગા-

રેક, રજ, થોડું, ઘણું, ઘણુંખરૂં, થોડુંક, સહેજ, લેશ, વ૦; (અધિ-
કતા)— ઘણું, બહુ, વધારે, અતિશય, અતિ, પુષ્કલ, વિશેષ,
અધિક, અદકું, વ૦; (તૃપ્તિ)– બસ, એટલું, બરાબર, બહુ, પુષ્કળ,
ઘણું, વ૦; (પૂર્ણતા)— છેક, તદન, બીલકુલ, જરૂરેજરૂર, રજમાત્ર,
પુરેપુરૂં, પરીપૂર્ણ, સંપૂર્ણ.

૧૫૫. સ્વિકારકવાચક.— (હા કહેવી-કબુલ કરવું એવા
અર્થના) — હા, ઠીક, ભલે, સારૂં, વારૂં, હોવે.

૧૫૬. નિષેધાર્થ કે નકારવાચક.— ના, ન, નહિ, નો,
મા, નવ.

૧૫૭. પ્રશ્નાર્થ.— ક્યારે, કેવારે, ક્યાં, કેણીગમ, કેમ,
કેટલું, કાં, કેમ (શામાટે વાસ્તે): એમાં કાળ, સ્થળ, રીતિ,
ન્યુનાધિક, કારણ વગેરે અર્થો રહેલા છે.

૧૫૮. કારણદર્શક —તેથી, તેથીકરીને, એથી, એ ઉપરથી
(આવા કારણ દર્શક ક્રિયાવિશેષણ હમેશાં બે વિચારને જોડેછે માટે
એને ઉભયાન્વયીમાં ગણેલા છે. (જોવું ઉભયાન્વયી અવ્યય).

૧૫૯. સૂચના.— ક્રિયાવિશેષણ શબ્દો અવ્યય કહેવાય-
છે, એટલે એનું રૂપ ફરે નહિ, પણ કેટલાંએક વિકારી વિશેષણ
ક્રિયાવિશેષણ તરીકે વપરાયલાં હોય ત્યારે ક્રિયાનાથ પ્રમાણે તેને
જાતિદર્શક પ્રત્યય ઓ, ઈ, ઉં લાગેછે : જેમકે 'તે મોડો આવ્યો,'
'તે છોડીને ઘણી મારી,' 'ઢોર વહેલાં છૂટયાં,' વ૦.

વિવિધ અર્થે કોઈવાર ક્રિયાવિશેષણને પ્રત્યય લાગેછે:—
આગળથી, પાછળથી, શરૂથી, ઓણથી વગેરે. (એમાં અપા-
દાનનો અર્થ છે).

નામને કેટલીકવાર **થી** પ્રત્યય લાગી ક્રિયાવિશેષણ જેવા
વપરાયછે :—ઝડપથી, ઉતાવળથી, જલદીથી, વ૦.

કેટલીએકવાર બે ત્રણ શબ્દો સાથે આવી ક્રિયાવિશેષણ જેવા
થાયછે:—ઝડપબંધ, વખતસર, ખાત્રીપૂર્વક, અરૂંજોતાં, કહેતાં-

વારને, ચડપલઇને, ગુપચુપ, છાનામાના, યથાયોગ્ય, યથારૂચ્ચી, બોલ્યાવગર, વણદીઠે, અને એવા બીજા શબ્દો.

પદચ્છેદને લગતી સૂચના—

કેટલાંક વિશેષણ ક્રિયાવિશેષણ તરીકે આવેછે; માટે એવા શબ્દો નામનો ગુણ બતાવતા હોય ત્યાં વિશેષણ, અને ક્રિયાપદનો ગુણ બતાવતા હોય ત્યાં ક્રિયાવિશેષણ કહેવાય.

કેટલાંએક ક્રિયાવિશેષણની સાથે છઠ્ઠીનો પ્રત્યય આવી નામની આગળ વપરાયછે, ત્યાં તેને વિશેષણ કહેવાં:—**આગળની** (આગલી) વાત, **પાછળની** (પાછલી) તવારીખ, **પારનો** ઉનાળો, **ઉપરનો** ગોખલો, **હેઠેનો** સીડી; વ૦.

**કેવળ, માત્ર, ફક્ત,** જ્યારે નામની સાથે હોય ત્યારે વિશેષણ છે (જ કોઈવાર આ અર્થે વપરાયછે: હુંજ, તેજ, નગીનદાસજ વ૦); પણ જ્યારે ક્રિયાપદની સાથે સંબંધ રાખે ત્યારે ક્રિયાવિશેષણ ગણાય.

**પણ, એ, બી** જ્યારે 'પણ' ના અર્થમાં આવે ત્યારે ક્રિયાવિશેષણ છે: હુંપણ, તુંએ, તેબી; (હુંઓ, તુંય આમાં ઓ ને ય પણ ક્રિયાવિશેષણ છે.)

'જ' નિશ્ચયાર્થ ક્રિયાવિશેષણ છે: **કરવુંજ, એકજ,** વ૦.

---

## નામયોગી.

૧૬૦. **ઉપયોગ**—નામ કે નામ તરીકે વપરાયલા શબ્દોની પાસે આવી તેનો, ક્રિયાપદ વગેરેની સાથે ઠેકાણું, વખત, કારણ વગેરે નો સંબંધ બતાવેછે.

ઠેકાણું બતાવનાર— અગાડી, અંદર, આગળ, આસપાસ, ઉપર, કને, જોડે, તળે, નીચે, પર, પછાડી, પાછળ, પછવાડે, પાસે, પુઠે, પુઠળ, બહાર, મધ્યે, માહે, મોઝાર, લગોલગ, વચ્ચે, વચ્ચોવચ્ચ, વાંસે, સમીપ, સન્મુખ, સામે, સામા, સાથે, સોડે, હારે, હેઠે, હેઠળ.

વખત બતાવનાર— અગાઉ, અગાડી, આગળ, પછી, પછાડી, પછવાડે, પછાત, પાછળ, પુઠે, પુઠળ, પહેલાં, વાંસે.

(ઠેકાણું અને વખત બતાવનારા ઘણા નામયોગી ક્રિયાવિશેષણતરીકે વપરાયછે.)

કારણ બતાવનાર— કરીને, થકી, લીધે.
નિમિત્ત — અર્થે, કાજે, વાસ્તે, માટે, નિમિત્તે, બદલે, સાટે.
સાધન — વતે, વડે, મારફતે, હસ્તક.
બાતલતા— ઉપરાંત, વગર, વણ, વિણ, વિના, સિવાય, પાખે.
સાહિત્ય — સમેત, સહીત, સોત, સુદ્ધાં.
સંબંધ — વિષે, સંબંધી.

દીશા બતાવનાર— ગમ, ગમી, ભણી, તરફ.
છેડું— પર્યંત, લગી, સુધી.

૧૬૧. નામયોગી અવ્યય મૂળે નામ છે; તેથી જે શબ્દની સાથે તે જોડાયલા હોય તે છઠ્ઠી વિભક્તિમાં આવેછે; અને ઘણું કરીને **ના, ની**, કે **ને** આ ત્રણમાંથી કોઈ પ્રત્યય હોયછે.

ઘણું કરીને નર કે નાન્યતર નામ પરથી થયલા જેવા નામયોગીની પૂર્વે **ના**; નર કે નાન્યતર નામની સાથે એ પ્રત્યય આવીને થયલા જેવાની પૂર્વે **ને** (છઠી સાથે સાતમી); અને નારી જાતીનાં નામ જેવા નામયોગીની પૂર્વે **ની** આવેછે. આ પ્રત્યય કોઈવાર વપરાયછે અને કોઈવાર અધ્યાહાર રહેછે.

જેની પૂર્વે **ના** આવે એવા— કરતાં, વડે, વતે, વગર, વિના, સમેત, સહીત, સંબંધી, સોત, સુદ્ધાં.

જેની પૂર્વે **ને** આવે એવા— અર્થે, કાજે, કારણે, બદલે, માટે, લીધે, વિષે, વાસ્તે, સારૂ.

જેની પૂર્વે **ની** આવે એવા— જોડે, નીચે, પછવાડે, પાછળ, પાસે પુઠે, પુઠળ, પૂર્વે, પેઠે, બહાર, મધ્યે, માંહે, વચ્ચે, સાથે, હેઠે. આ શિવાયના બીજાઓની આગળ પણ **ની** આવેછે, અને કોઈ **ની** ને બદલે **ના** પણ વાપરેછે.

કરીને એની આગળ ત્રીજીનો પ્રત્યય એ આવેછે :— હાથે કરીને, તેણે કરીને.

### ૧૬૨. પદચ્છેદને લગતી સૂચના.

ઘણા ખરા ઠેકાણું ને વખત બનાવનાર નામયોગી, ક્રિયાવિશેષણ તરીકે વપરાયછે ; માટે જ્યાં નામ કે સર્વનામની સાથે આવેલાં હોય ત્યાં, નામયોગી :— 'જેમકે તે મારી ઉપર છે,' હું છગનની અગાડી આવ્યો : અને નામની સાથે નહિ આવતાં માત્ર ક્રિયાપદનો વખત કે ઠેકાણું બતાવે ત્યારે ક્રિયાવિશેષણ કહેવાય :— હું ઉપર બેઠો છું, તે આગાડી આવ્યો,

ઠેકાણું અને વખત બતાવનાર ક્રિયાવિશેષણમાં જગ્યા કે વખતનાં નામ જેવો અર્થ રહેલો તેથી એની સાથે નામયોગી વપરાયછે :— ત્યાં આગળ, હવે પછી, ત્યાં સુધી, અત્યારલગી વ૦; આમાં નામયોગીને જુદાં લેવાય, અથવા બેઉને સાથે ક્રિયાવિશેષણ પણ કહેવાય.

---

## ઉભયાન્વયી.

**૧૬૩. ઉપયોગ.**— ઉભયાન્વયી અવ્યય ઘણું કરીને બે વાક્યને જોડેછે. બે શબ્દને જોડે ત્યાં પણ બે વિચાર જુદા પાડી બે વાક્ય બનાવી શકાય :— જેમકે 'રામદાસ **ને** લાલભાઈ આવ્યા હતા' = 'રામદાસ આવ્યો હતો **અને** લાલભાઈ આવ્યો હતો.' કોઈવાર એવો અર્થ હોય કે બે વગર ક્રિયા શોભે નહિ કે થાય નહિ ત્યાં જુદાં વાક્ય બને નહિ :— જેમકે "બે **ને** બે ચાર થાય" (એમાં 'ને' એક વાક્યમાં બે શબ્દનેજ જોડેછે).

**૧૬૪.** ઉભયાન્વયી જુદા જુદા પ્રકારના સંબંધ બતાવેછે. તે ઉપરથી એના મુખ્ય ૫ પ્રકાર કર્યા છે :— **સમાનાર્થદર્શક, ભિન્નાર્થદર્શક, કારણદર્શક, પરિણામદર્શક, સંકેતબોધક.**

૧. **સમાનાર્થદ૦**—બે સરખી પંક્તિના વિચારને જોડેછે તે :— અને, ને, તથા. એના બીજા બે પેટાવર્ગ છે.

વાક્યવર્ધક—કે, જે; (કોઈનું કહેવાનું કે બોલવાનું શરૂ થતાં કે કોઈનું કહેલું કે બોલેલું શબ્દેશબ્દ પાછું બોલતાં વપરાય- છે): 'તેણે કહ્યું કે તમે ક્યારે આવશો?' 'તમારા મનમાં એવું છે જે દેવજીની ક્ષમા માગવી જોઈએ.' વિશેષાર્થદર્શક— વળી, વળતી, હવે, પછી, પાછું, ત્યારબાદ, બીજું, એ ઉપરાંત વ૦ (એક વાતની સાથે કંઈ બીજું વધારે કહેવું એવે અર્થે આવે).

૨. ભિન્નાર્થદ૦—બે જુદા અર્થના વિચારને જોડેછે; એના બે પેટા વર્ગ છે:—

વિકલ્પસૂચક—કિંવા, વા, અથવા, અગર, કે, યાતો.

વિરૂદ્ધાર્થસૂ૦—પણ, પરંતુ, સામું, ઉલટું, તથાપિ, તોપણ, તેછતાં, તેમછતાં, એમછતાં વ૦.

૩. કારણદર્શક—એક વાક્યના વિચારનું કારણ બીજા વાક્યમાં છે એવે અર્થે વાક્યને જોડેછે:— કારણકે, કારણજે, કેમકે, કેમજે, કાંકે, કાંજે, શામાટેજે.

૪. પરિણામદર્શક—બીજા વાક્યમાં પહેલા વાક્યનું પરિણામ છે એવે અર્થે બે વાક્યને જોડેછે:— માટે, તેમાટે, તેથીકરીને, એટલામાટે, એ ઉપરથી, એટલે, એથી, તેથી વ૦

૫. સંકેતબોધક—બીજા વાક્યના વિચારનું ધોરણ પહેલાની શરત ઉપર રહેલું છે એવે અર્થે બે વાક્યને જોડેછે: આવા ઉભયાન્વયીના ઘણું કરીને જોડકાં હોયછે, તેમાં પહેલો અધ્યાહાર રહે પણ બીજો તો આવવો જોઈએ:—જો-તો, જોકે-તોપણ, અગરજો-તોપણ, જ્યારે-ત્યારે, જેમ-તેમ; જેવો-તેવો (કે તરત), કદાચ-તોપણ; નહિતો, નીકર; એકલા વપરાયછે; (એને વિરૂદ્ધાર્થ દ૦ માં ગણાય).

૧૬૫. તો એ કોઈવાર વાક્યમાં કોઈ શબ્દની સાથે આવી વિવિધ અર્થ દર્શાવેછે:— 'હું તો આવ્યો,' 'બોલ તો ખરો' 'મારાથી એવું બોલાયું તો ખરૂં' વગેરે; આવાં વાક્યોમાં મારી મચરડીને જો આવે એવું એનું સંબંધી વાક્ય બનાવી

તેને વાક્યયોગી કહેવા ધરાય. પરંતુ સંસ્કૃતમાં તુ આવે અર્થે કેવળ ક્રિયાવિશેષણની પેઠે વપરાતો અવ્યય છે તેનો એ અપભ્રંસ છે; માટે જોનો સંબંધ ન હોય ત્યાં તો ક્રિયાવિશેષણ લેવાય.

૧૬૬. ચેતવણી— કેટલાંએક નામયોગી, ક્રિયાવિશેષણ અને ઉભયાન્વયી એક સરખાં રૂપનાં છે; માટે નામસાથે હોય ત્યાં નામયોગી, ક્રિયાપદનો ગુણ બતાવે ત્યાં ક્રિયાવિશેષણ અને બે વાક્યને જોડે ત્યાં ઉભયાન્વયી એમ ઓળખી કાઢવાં.

---

## ઉદ્‌ગાર (કેવળપ્રયોગી)

૧૬૭. ઉપયોગ.—હર્ષ, શોક, ગભરાટ, આશ્ચર્યતા, તિરસ્કાર, આશીષ વગેરે મનમાં એકાએક થઇ આવતો ઉછાળો બતાવવાને વાક્યમાં બીજા શબ્દની સાથે સંબંધ ન રાખતાં છૂટાજ વપરાયછે. પદચ્છેદમાં એને સાધારણ રીતે કેવળપ્રયોગી અવ્યય કહેછે.

એના વિવિધ અર્થ પ્રમાણે વર્ગ પાડી નીચે આપ્યા છે:—

હર્ષ (ની સાથે સંતોષ-સુખ)—હાસ, હાસહાસ, આહા, અહા, વાહ, વાહવાહ.

શોક (દુઃખ)—અં, ઉં, આં, અરે, અરેઅરે, અરેરે, ઓરે, ઓહો, હે, ઓય, ઓયરે, ઓયઓય, હાય, હાયહાય, હાયરે.

ગભરાટ—હાયહાય, અરરર, હાયરે બાપ, વ૦

આશ્ચર્યતા—ઓહો, અધધધ, બાપરે, મારે, હેં, આહા, વાહ, વાહવાહ, ઠીક, વાહરે વ૦; (આશ્ચર્યતાની સાથે કોઇવાર શક અને કોઇવાર નિશ્ચય બતાવનાર) ખરે, ખરેખાત, ખરેખર, નક્કિ, વ૦,

તિરસ્કાર—થુઃ, છીઃ, મેર, છી, છુટ્, છીટ્, હટ્, હુઃ અંઃ, ધિક્, ધિક્‌ધિક્, ફટ્, ફટ્‌ફટ્, પોઇસ, વારવાર, ચુપ, બસ, વ૦.

આશિષ (ની સાથે સંતોષ અને હર્ષ)—ભલે, ઠીક, શાબાશ, વાહવા, ધન્ય, ધન્યધન્ય, કલ્યાણ, જયજય, વ૦.

સૂચના.— આમાંના ઘણાખરા એકનાએક શબ્દો જુદે જુદે અર્થે વપરાયછે, માટે અર્થપ્રમાણે જુદા જુદા વર્ગમાં લેવાય.

૧૯૮. કેટલીકવાર નામ વગેરે શબ્દો ઉદ્ગાર તરીકે વપરાયલા હોય ત્યાં તેનો વાક્યમાં સંબંધ નહિ હોય એટલે તેને પદચ્છેદમાં કેવળપ્રયોગીજ કહેવા; વળી નામની બાબતમાં સંબોધનનો અર્થ નહિ હોય ત્યાં ભૂલે ઉદ્ગારને સંબોધન વિભક્તિમાં લેવો નહિ:— જેમકે '**અરે રામ!** તું મને દુઃખમાંથી છોડવ' એમાં **રામ** એ સંબોધન છે; પણ '**અરે રામ!** આ શું થઇ ગયું!' એમાં અરે રામ! એ કેવળપ્રયોગી અવ્યય જેવો છે કારણ કે સંબોધનનો અર્થ નથી. આવાં નામને 'ઉદ્ગારાર્થે પ્રથમા' વિભક્તિ કહીએ તો ચાલે.

અરે રામ, શિવશિવ, હરીહરી, અરેબાપ, બાપરે, મારે, ઓભાઇરે, વગેરે શબ્દોમાં લાચારીનો અર્થ રહેલો છે. કારણ કે કેવળ લાચારીથી માણસનું વળણ કોઇ મદદગાર (પરમેશ્વર કે સગાં સંબંધી) તરફ થઇ જાયછે તેથી સ્વભાવિક રીતે આવા શબ્દો બોલાઇ જાયછે.

કોઇવાર આશ્ચર્યતાના અર્થમાં શો ગજબ, શો કોપ, શી વાત, આ તે શું, ભોગ, અદૃષ્ટ, કમ્બક્ત, મોકાણ, વ૦ શબ્દો વપરાયછે.

નીચેના મનોયત્નમાં આપેલાં વાક્યોમાંથી દરેક જાતના અવ્યય બતાવો અને તેનો ઉપયોગ કહો.

### મનોયત્ન ૯ મો.

તમારે માટે હું માણે આવતો હતો, પણ કહેરા આગળ ઠોકર વાગી ને નીચે પડયો. ૨ તેણે એવું પણ લીધું કે માર ખાધો તો ખેર પણ હું પણ બ્રાહ્મણ ક્યારે કે ચાલતાં સુધી એને જંપીને બેસવા ન દેઉં. ૩ તમે વહેલા આવશો તો ઠીક, નહિતો પછી પસ્તાશો. ૪ આ અમણા તમારી પાછળ આવ્યો. ૫ પહેલાં મારે ત્યાં આવજો. ૬ કેમ! તેને અહિયા નહિ જાઉં? ૭ છાનામાના! હું કહું તેમ કરોની. ૮ ઠીક, સમજ્યો, એમ તો એમ. ૯ ત્યારે તમે તો નહિ આવવાના કે? ૧૦ તું જ આવજેની ભાઇ, વળી કેમ ભમ્યો? ૧૧ હાલમાં જેમ છે તેમજ રહેવા દો, આગળ થઇ રહેશે.

## ઉપસંગી.

૧૬૯. મૂળે સંસ્કૃત ધાતુ ઉપરથી સાધિત થયલા શબ્દોના મુખ્ય આઠ વર્ગનું વર્ણન ઉપર આવીગયું. પણ કેટલાંએક ટુંકાં રૂપ એવાં છે કે તે એકલાં વપરાતાં નથી; મુખ્ય સાધિત શબ્દોની પૂર્વે કે પછી તેની સાથે વળગેલાં રહેછે. આવાં રૂપોને **ઉપસંગી** કે **અનુસંગી** કહેછે. એના મુખ્ય બે વર્ગ છેઃ ૧ જે અક્ષર કે અક્ષરો શબ્દોની પૂર્વે આવીને તેના અર્થમાં ફેરફાર કરેછે તેને **પૂર્વાંગ** કહેવાય; એમાં મુખ્ય **ઉપસર્ગ** છે; ૨ જે અક્ષર કે અક્ષરો શબ્દને છેડે આવીને તેના અર્થમાં ફેરફાર કરેછે તે **અનુગ** કહેવાય; એમાં મુખ્ય **પ્રત્યય** છે.

## ઉપસર્ગ.

૧૭૦. મૂળ સંસ્કૃતના સાધારણ ઉપસર્ગ ગુજરાતીમાં શુદ્ધ શબ્દોમાં દીઠામાં આવેછે; (તેના સામાન્ય અર્થ આમાં દાખલા સાથે બતાવ્યા છે; પણ કોઈવાર તે અર્થની અસર જતી રહેછે: अति (વધારે, ઉપરાંત): અત્યંત; अधि (ઉપર): અધિપતિ; अनु (પછી): અનુચર; अंतर् (વચ્ચે): અંતર્ધ્યાન; अप (ઉતરતું, ખોટું): અપમાન, અપશબ્દ; अभि (ચોગમ, ભણી): અભિમાન અભ્યાગત; अव (નીચે, ઉતરતું): અવતાર; आ (મર્યાદા, સુધી): આધાર; उत् (ઉંચું, ચઢતું): ઉત્પન્ન, ઉત્કૃષ્ટ; उप (પાસે, ઉતરતું): ઉપાધ્યક્ષ, ઉપકાર, दुः (ખોટું): દુર્વ્યસન; नि (વિશેષ, પૂર્ણ): નિવાસ; निः (વિના): નિષ્ફળ; परा (પુરૂં): પરાક્રમ; परि (ચોમેર બહુ): પર્યટણ, પરિશ્રમ; प्र (વિશેષ, આગળ): પ્રયત્ન, પ્રમુખ; प्रति (સામું, દરેક): પ્રત્યુત્તર, પ્રત્યેક; वि (વિશેષ, વિના): વિખ્યાત, વિસ્મૃત; सं (સાથે): સંગમ;

કેટલાંએક વિશેષણ અને ક્રિયાવિશેષણના અર્થના ઉપસર્ગ જેવા થઈ શબ્દની પૂર્વે આવેછે તેવા પૂર્વાંગ (આમાંના ઘણાખરાથી સામાસિક શબ્દો બનેછે):— अ-अन् (વિના, નહિ): અધર્મ, અનર્થ; कु (નઠારૂં): કુમાર્ગ; पर (પારકું): પરસ્ત્રી; स-सह

( સાથે ) સકામ, સહચરી ; स्व ( પોતાનું ) : સ્વજન ; सत् ( સાચું ) સદ્વાસના ; न ( નહિ ) : નપુંસક ; नाना ( જુદાજુદા ) : નાના પ્રકાર ; पुन : ( ફરીથી ) : પુનર્લગ્ન.

अन् નો ' અણ ' कु નો ' ક ' सु નો ' સ ' અને ' ન ' એટલા ગુજરાતી થઈગયલા શબ્દોની સાથે આવેછે :—જેમકે અણગમતું, સપુત, કટેવ, નકામું વ૦.

ફારસી, હિન્દુસ્તાની તથા આરબી ઉપસર્ગો :—કમ ( ઓછું ) : કમજોર ; ખુબ ( સારૂં ) : ખુબસુરત ; ખુશ ( આનંદી ) : ખુશમિજાજ ; ગેર ( વિના ) : ગેરવાજબી ; ના ( નહિ ) : નાપાક ; નેક ( સારૂં ) : નેકનામ ; બદ ( ખરાબ ) : બદબો ; બે ( નહિ ) : બેવકુફ ; બિન ( હિંદુસ્તા૦. વિના ) બિનમજુરી ; ला ( આર૦ નહિ ) : લાઈલાજ ;

## પ્રત્યય.

**૧૭૧.** નામ, સર્વનામ, ને વિશેષણની જાતિ વિભક્તિ વચન વગેરેના તેમજ ક્રિયાપદના કાળ વગેરેના પ્રત્યયનો વિચાર આગળ આવી ગયો ; પરંતુ ધાતુ ઉપર આવીને જેવડે નામ વગેરે સાધિત થાયછે તેવા પ્રત્યય ( જેને કૃત્ પ્રત્યય કહેછે ) ; અને સાધિતનામ વ૦ ઉપર આવીને જેવડે અનેક બીજા શબ્દો સાધિત થાયછે તેવા પ્રત્યયો ( જેને તદ્ધિત પ્રત્યય કહેછે ) ; તે, કેટલાક મુખ્ય નિયમ બાંધી અકેક દાખલા સાથે નીચે આપ્યા છે.

**૧૭૨.** શુદ્ધ સંસ્કૃત ( કૃત્ ) પ્રત્યયો—( ધાતુપર આવીને નામ બનાવે એવા ) ;— अ—દેવ ; अक-इका—પાળક, કારિકા ; अन-अना—દર્શન, રચના ; ईन्—ई-વાદિન્, વાદી ; तृ-ता—કર્ત્તૃ, કર્ત્તા ; ति-इ—કૃતિ, હાનિ ;

**૧૭૩.** કેટલાએક બીજા સાધિત શબ્દની સાથે પ્રત્યયની પેઠે આવી સમાસિક શબ્દો બનાવેછે ( જુઓ સમાસ ) તેવા અનુગ :— कृ ધાતુનો कर-कार-ભયંકર, ગ્રંથકાર ; गम् ધાતુનો ग ખગ ; चर् ધાતુનો चर-વનચર ; जन् ધાતુનો ज-પંકજ ; दा ધાતુનો द-સુખદ ; स्था ધાતુનો स्थ— ગૃહસ્થ ;

૧૭૪. શુદ્ધ સંસ્કૃત (તદ્ધિત) પ્રત્યયો (નામની સાથે આવીને વશેષણ બનાવે એવા):—इक- वार्षिक; इत-મોહિત; ईन्-કુલીન; इन्-ई-શાસ્ત્રિન્-શાસ્ત્રી; मय-તેજોમય; मत्-वत्=मान-वान-શ્રીમાન, ધનવાન; य-તાલવ્ય; (વિશેષણની સાથે આવી નામ બનાવે એવા):—ता-સત્યતા त्व-મહત્વ;

કેટલાએક શબ્દ પ્રત્યયની પેઠે આવી સામાસિક શબ્દો બનાવેછે:—अंकित-નામાંકિત; आतुर શોકાતુર; आकुल-ભયાકુલ; कारक-સુખકારક; दायक-દુઃખદાયક;

૧૭૫. ગુજરાતી પ્રત્યયો (ધાતુપર આવીને નામ બનાવે એવા):—આવ, આટ, આવટ—બનાવ, ચળકાટ, બનાવટ; આઈ—ચઢાઈ; આણ, આણી, આણું—વેચાણ, કહાણી, ઉધરાણું; આમણ, આમણી—દળામણ, પહેરામણી; ણ, ણી, ણું—માગણ, શીવણી, દળણું; તી—ચઢતી. તર—ચણતર (ધાતુપર આવીને વિશેષણ બનાવે એવા) આઉ, ઈતો, કણો—શીખાઉ, જાણીતો, મારકણો (નામની સાથે આવીને વિશેષણ બનાવે એવા):—ઈ, ઈયો, ઈતો, ઈલો—સુખી, દુખીયો, માનીતો, હઠીલો; આળ, આળુ, આળો—વાચાળ, દયાળુ, રૂપાળો; મણો—દયામણો; વાળો—પૈસાવાળો; મંદ—અક્કલમંદ; બંધ-ભેર—કરસબંધ, જોરભેર;

૧૭૬. વિશેષણની સાથે આવી નામ બનાવે એવા):—આઈ, આણ, આશ—ઉંચાઈ, લંબાણ, ખટાશ; પણું, પણ, પો—સાચાપણું, ગળપણ, અંધાપો; (નામ ઉપરથી બીજાં નામ બનાવે એવાં):—આઈ—શેઠાઈ; ગરો-ગર (કર) કહ્યાગરો, ગુડગર; વાળો (પાળ)—ગોવાળો (ગોપાળ), ઘોડાવાળો.

---

## સમાસ.

૧૭૭. **સમાસ**—બે કે વધારે શબ્દ સાથે આવી એક જેવા વપરાય ત્યારે તેનો સમાસ થયો કહેવાય. આવા શબ્દના સમુહને **સામાસિક શબ્દ કહેછે:**—માબાપ, રાજમહેલ, મહાભારત,

ચતુર્વેદ વગેરે. એમાંના પહેલા શબ્દને **પૂર્વપદ** ને છેલ્લાને **ઉત્તરપદ** કહેછે; સમાસના પદો જુદાં પાડી તેનો સંબંધ બતાવવો તે ક્રિયાનું નામ **વિગ્રહ** કહેવાય.

સંસ્કૃતમાં સમાસ ઘણા છે અને નવા પણ ઘણા બનાવી શકાય. તેમજ ગુજરાતીમાં કેટલાક સંસ્કૃત સમાસ વારંવાર વપરાયછે; અને ગુજરાતી થઇગયલા શબ્દોના સમાસ પણ ઘણા થાયછે:—જેમકે, માબાપ, ધણીધણીઆણી, સાચુંજુઠું, દાળચોખા, ઘીગોળ વ૦.

૧૭૮. સમાસ ૭ પ્રકારના છે— **દ્વંદ્વ, તત્પુરૂષ, કર્મધારય, દ્વિગુ, બહુવ્રીહિ, અવ્યયીભાવ,** અને **મધ્યમપદલોપી.**

દ્વંદ્વ—બે કે વધારે નામ એકજ વિભક્તિમાં આવે તો સમાસ દ્વંદ્વ કહેવાય:—માબાપ, ભાઇબહેન, સાચુંજુઠું, ધણીધણીઆણી, હાથપગ, જલસ્થલગીરિઆકાશ વ૦.

**તત્પુરૂષ.**—જ્યારે કોઇ સમાસમાં પૂર્વપદ, ઉત્તરપદનો અર્થ ખુલ્લો કરી દેખાડતું હોય અને તેમની વચ્ચે પહેલી શિવાયની કોઇ વિભક્તિનો સંબંધ હોય તો તે તત્પુરૂષ સમાસ કહેવાય. એનું પૂર્વપદ બીજીથી સાતમી સુધીની કોઇપણ વિભક્તિમાં આવેછે, તે ઉપરથી એના છ પ્રકાર થાયછે:—જેવા કે, દ્વિતીયા તત્પુરૂષ, તૃતીયા તત્પુરૂષ ઇત્યાદિ.

૧. દ્વિતીયા તત્પુરૂષ— ધરણીધર, ગ્રંથકાર, પ્રભાકર, જટાધારી, ભયહારી, સુખદ, શોકજનક;

(જેનું ઉત્તરપદ જુદા નામની પેઠે છૂટું પાડી શકાય તેને દ્વિતીયા તત્પુરૂષમાં લેવો નહિ:—જેમકે ગ્રંથકર્તા = ગ્રંથનો કર્તા; સુખદાતા = સુખનો દાતા વગેરે. જોવું ષષ્ઠી તત્પુરૂષ).

૨. તૃતીયા તત્પુરૂષ— મદાંધ, લોભમોહિત, ચિંતાતુર, ધનયુક્ત, શોકસંયુક્ત, દલપતરામકૃત, દેવદત્ત.

૩. ચતુર્થી તત્પુરૂષ— ચરણોદક, માતઃસામગ્રી, દેવપાત્રી, શિક્ષાપત્રી, પુષ્ટીપત્ર, શયનગ્રહ, પુસ્તકાલય, નાટકશાળા.

૪. પંચમી તત્પુરૂષ— મરણશોક, મૃત્યુભય, જાતિભ્રષ્ટ.

૫. ષષ્ઠીતત્પુરૂષ— ઈશ્વરભક્તિ, દેવસેવા, વિદ્યાભ્યાસ, ઘરધણી, ગ્રંથકર્તા, સુખદાતા, દુઃખહર્તા (આવા શબ્દોને ભૂલે દ્વિતીયા તત્પુરૂષમાં લેવા નહિ.)

૬. સપ્તમીતત્પુરૂષ—જળક્રિડા, વનચર, ગ્રામસ્થ, વનવાસ.

**કર્મધારય.**—જે સમાસના પૂર્વ અને ઉત્તરપદની વચ્ચે વિશેષણ વિશેષ્યના જેવો સંબંધ રહેલો હોય તેને કર્મધારય કહેછે:— પરમેશ્વર, દીર્ઘદષ્ટિ, શુભવાસના, દુઃસ્વપ્ન, સુનીતિ, કુમ. ગં. પ. સ્ત્રી. કોઈવાર ઉપમાને અર્થે નામ પણ સમાન વિભક્તિમાં વિશેષણ તરીકે વપરાયછે તેને પણ આમાં લેવાય:—જેમકે દેવરૂપ = દેવના જેવું રૂપ, કમળનેત્ર = કમળના જેવી આંખ, ચંદ્રપ્રભા = ચંદ્રના જેવી કાંતિ; આવા શબ્દોમાં ઉપમાનો શબ્દ પહેલો આવેછે તે ઉપરથી એને **ઉપમાન પૂર્વપદ** કહેછે. કેટલાકવાર ઉપમાનો શબ્દ છેલ્લો આવેછે તેને **ઉપમાનોત્તરપદ** કહેછે:—જેવાકે, ચરણકમળ, મુખચંદ્ર, નરસિંહ, વ૦.

**દ્વિગુ.**—જ્યારે પૂર્વપદ સંખ્યાવાચક વિશેષણ હોય ત્યારે તેને દ્વિગુ કહેછે:—ત્રિનેત્ર, અષ્ટાંગ, પંચતંત્ર, ષોડશોપચાર, પંચપાત્ર, ત્રિભુવન, સપ્તઋષિ, નવનિધિ, સપ્તપાતાલ, નવખંડ, સપ્તદ્વિપ.

**બહુવ્રીહિ.**—જ્યારે કોઈ સમાસના બન્ને પદ કે બેમાંથી કોઈ પણ એક છુટું લઈએ તો તેની સાથેના નામનો ગુણ બતાવે નહિ, પણ આખો સમાસ વિશેષણ થઈ કોઈ નામનો ગુણ બતાવે ત્યારે તે બહુવ્રીહિ કહેવાય:—જેમકે કમળનયન કૃષ્ણ, એમાં ‘કમળ કૃષ્ણ’ કે ‘નયન કૃષ્ણ’ એમ લઈએ તો કંઈ અર્થ આવે નહિ. પણ આખો સમાસ ‘કમળનયન’ એટલે ‘કમળના જેવાં નયન છે જેનાં એવો’ એવી રીતે કૃષ્ણનો ગુણ બતાવે માટે એ બહુવ્રીહિ. વળી એને ટુંકામાં ઓળખવાની રીત એ છે કે એના વિશેષ્યની સાથે સંબંધ બતાવતાં એનો વિગ્રહ થતાં, તત્પદાપેક્ષક પહેલી શિવાયની કોઈ પણ વિભક્તિમાં આવે:— જેમકે કમળનયન કૃષ્ણ, એટલે કમળનાજેવી આંખ છે જેની. અપુત્ર (સ્ત્રી) = પુત્ર નથી જેને એવી (સ્ત્રી).

**અવ્યયીભાવ.**—જેનું પૂર્વપદ અવ્યય હોય તે:—સકામ પ્રતિદિન, હરઘડી, દરરોજ, વ૦. જેનું પૂર્વપદ અ કે અન્ હોય તેને **નયતત્પુરૂષ** સમાસ કહેછે: જેમકે, અનાચાર, અનીતિ વ૦.

**મધ્યમપદલોપી.**—જે સમાસનો વિગ્રહ થતાં વચ્ચે કોઈ શબ્દ કે શબ્દો અધ્યાહાર હોય તે મુકવા પડે તેને મધ્યમપદલોપી કહેછે:—દલપતકાવ્ય = દલપત-કૃત-કાવ્ય, વરાળયંત્ર = વરાળ-થી ચાલતું-યંત્ર, મનુસ્મૃતિ, વેદનીતિ, નર્મકવિતા, વ૦.

૧૭૯. કર્મધારય અને બહુવ્રીહિમાં તફાવત આવો છેઃ—કર્મધારયનું એકપદ બીજા પદનો ગુણ બતાવે અથવા બેમાંનું એક કોઈ ત્રીજા નામનો ગુણ બતાવે, પણ તે આખો સમાસ તે ત્રીજા નામનો ગુણ બતાવે નહિ; અને બહુવ્રીહિમાં તો બેમાંનું કોઈપણ પદ છુટું લેતાં કોઈ ત્રીજા નામનો ગુણ નજ બતાવે, પણ આખા સમાસનો ભાવજ તે ત્રીજા નામનો ગુણ બતાવે:—જેમકે મેઘશ્યામ (કૃષ્ણ) એ કર્મધારય છે, એમાં 'મેઘ' માં ઉપમાનો અર્થ રહેલો છે; અને 'શ્યામ' એ છુટું કોઈ ત્રીજા નામનો ગુણ બતાવી શકે. પણ કમળનયન (કૃષ્ણ)— એમાં કમળ (કૃષ્ણ) કે નયન (કૃષ્ણ) એમ છુટું પદ ગુણ બતાવે નહિ; પણ આખા સમાસનો ભાવ 'કમળના જેવી આંખ છે જેની એવા' એજ 'કૃષ્ણ' નો ગુણ બતાવે માટે એ બહુવ્રીહિ કહેવાય.

---

## સિદ્ધ અને સાધિત શબ્દો.

૧૮૦. મૂળ સંસ્કૃત ધાતુ સિદ્ધ શબ્દ છે, અને તે ઉપરથી (પ્રત્યય ઉપસર્ગ વડે) અનેક સાધિત શબ્દો થાયછે. (જોવું. ૧૦૩).

થોડાએક જાણવાજેવા ધાતુ તેના કેટલાક સાધિત શબ્દો સાથે નીચે આપ્યા છે.

સં. ધાતુ — સાધિત શબ્દો.

अंक् (આંકવું); આંક, આંકો, આંકડો, આંકણી, અંકુશ, અંકુર.

अंज् (આંજવું); અંજન, આંજણી, નિરંજન, વ્યંજન.

अट् (જવું); અટણ, પર્યટણ, દેશાટણ, આંટો.

अस् (હોવું); અસ્તિ, આસ્તિક, નાસ્તિક, આસ્થા, સત્તા, છત, [અછત.

इ-अय् (જવું); અન્વય, પ્રત્યય, ઉદય, સાન્વય, અભિપ્રાય.
અયન— રામાયણ, ઉત્તરાયન (ઉતરાણ), દક્ષિણાયન,

इष्-इच्छ (ઈચ્છવું); ઈચ્છા, સ્વેચ્છા, હિતેચ્છુ.

इक्ष् (જોવું); પરીક્ષા, પરખવું, પારખ, પ્રેક્ષણ, પેખવું.

उष् (તપવું); ઉષ્ણ- ઉનું, ઉષ્ણકાળ- ઉનાળો, ઉષ્મા, ઓખધ.

कट् (ઘેરવું); કટી, કેડ, મુકટ, મગટ, કટાર, કટક.

कथ् (કહેવું); કથા, કથની, કહેણી, કહેવત, કુથલી.

कम्-काम् (ઈચ્છવું); કામના, મનકામના, કાંતિ, કામ.

क्ल् (કળવું); કળા, નિકાલ, નિકળવું, સાંકળ, અકળ. [કર્મ,
कृ (કરવું); કૃતિ, કર્ત્તા, કર, કાર્ય, કારી, કારક, કરણ, કારણ,
क्रम् (જવું); ક્રમણ, પરાક્રમ, પરિક્રમા, અનુક્રમ, વિક્રમ.
ख्या (વર્ણનકરવું); ખ્યાતિ, આખ્યાન, વ્યાખ્યા, વ્યાખ્યાન-
વખાણ, પ્રખ્યાત, રૂપાખ્યાન.
गण् (ગણવું); ગણિત, અંકગણિત, ગણના, ગણતરી, અગણિત.
गम् (જવું); ગતિ, ગમન, સંગમ, આગમન-આવવું, ખગ, અગમ.
ग्रस् (ગ્રહણ કરવું); ગ્રાસ, ગરાસ, ગરાસીઓ, ખગ્રાસ.
ग्रह् (પકડવું); ગ્રહણ, સંગ્રહ, (સંઘરવું) વિગ્રહ, ગ્રાહક (ઘરાક),
चर् (જવું); ચરણ, સંચરવું, આચાર, વિચાર, જળચર. [ચલ.
चल् (ચાલવું); ચાલ, ચલિત, અચળ, ચંચળ, ચાલુ, ઉચાળો, નિ-
चि (એકઠું કરવું); ચિતા, સંચય, નિશ્ચય.
चित्, चिन्त्, (વિચારવું); ચિત, ચિંતા. ચેતન, ઓચિંતું, નિશ્ચિંત,
छद् (ઢાંકવું); છાજ, છત્રી, છાયા, આચ્છાદન.
छिद् (છેદવું); છેદ, છિદ્ર, પદચ્છેદ, સમચ્છેદ, છીંડું, અવિચ્છિન્ન
जा-जन् (જન્મવું); જન્મ, જાત, પ્રજા, જન, જનેતા, જનની.
પૂર્વજ, અનુજ, વંશજ, તનુજ, સહજ, પંકજ.
जी (जय) (જીતવું); જીત, જય, વિજય, પરાજય, જે, અજીત.
जीव् (જીવવું); જીવ, જીવિકા, જીવન, ચીરંજીવી, નિર્જીવ.
तप् (તપવું); તાપ, પ્રતાપ, સંતાપ, તાવ, તાવવું, પશ્ચાત્તાપ.
तुल् (તોળવું); તુલા, તોલ, તોળાટ, તોલો, અતોલ, તુલના.
त्रुट् (તોડવું); ત્રોટક, તુટક, તોડ, તોટો.
तॄ (તરવું); તરણ, તારણ, અવતાર, તારો, ત્રાતા, તીર્થ, તરાપો.
दह् (બાળવું); દહન, દગ્ધ, દાઝવું, દાઝના, દાહ, અગ્નિદાહ.
दा (આપવું); દાન, દાતા, દેવું, દેણ, આદાય, દાપું, દાવો, સુખદ.
दिव् (પ્રકાશવું); દેવ, દૈવ, દેવતા, દિવસ, દિન, દિવાકર.
दिश् દેશ, ઉપદેશ, પ્રદેશ, ઉદ્દેશ, આદેશ.
दुह् (દોહવું); દોહન, દુગ્ધ, દુધ, દુહિતા,-દિકરી.
दृश् (દેખવું); દૃષ્ટિ, અદૃષ્ટ, દર્શન, દેખાવ, દર્શક, દર્શણિક.

धा (धारण करवुं); धाता, विधाता, संधान, अनुसंधान, प्रधान.

धृ (धारण करवुं); धर, धरणी, आधार, धरा, धर्त्ति, धर्म, धरवुं, धारवुं, धारणा, अधर, धीर, अधीर.

नश् (नाश पामवुं); नाश, विनाश, सत्यानाश.

नी-नय् (दोरववुं); नीति, नयन, नायक, (परि + नी) परणवुं.

पच् (पकववुं); पाचन, पाक, पक्व, पक्को, पकवान, पाकुं.

पत् (पडवुं); पतीत, पातक, उत्पत्ति, विपत्ति, आपत्ति-आपदा.

पा (पाळवुं-रक्षवुं); पालन, गोपाळ, द्वारपाळ, भूपाळ.

पा-पीव् (पीवुं); पान, पाणी, पावुं.

पुष् (पोषवुं); पोषण, पुष्टि, पोखवुं.

पृ-पूर् (भरवुं-पुरूंकरवुं); पुरवुं, पूर्ण, पूर, संपूर्ण, अपूर्ण, परिपूर्ण.

बंध् (बांधवुं); बंधन, बांधण, बंधु, बंधी, निबंध, संबंध, प्रतिबंध.

बुध् (जाणवुं); बोध, बौध, बुद्धि, बुज, संबोधन, प्रबोध.

भज्-भंज् (भांगवुं); भाग, भागीओ, भांजणी, भागाकार, भंग.

भज् (भजवुं); भजन, भकत, भगत, भकित. [षियो.

भाष् (बोलवुं); भाषा, भाषण, भाखवुं, भाष्य, संभाषण, दुभा-

भू (थवुं); भूत, भाव, भव, भुमि, प्रभु, विभू, स्वभाव. प्रभाव.

भृ (भरवुं); भरण, भारो, भाराण, भरती, विश्वंभर, आभार

भ्रम् (भमवुं); भ्रमण, भ्रमणा, भ्रमर, भमरो.

मद् (गर्वथवो); मदन, मद्य, मदिरा, मद

मन् (विचारवुं); मन, मानव, मनुष्य, मत, मति, मनन.

मा (मापवुं); माप, मात्रा, प्रमाण, समान, अनुमान, उपमान.

मुच्-मुंच् (छोडवुं); मुकवुं, मुकत, मुकित, मोचन.

मृ (मरवुं); मरण, मृत्यु, मारण, अमृत. अमर.

युज् (जोडवुं); युकित, योजना, योग, उपयोग, जुकित, जोग.

रक्ष् (रक्षणकरवुं); रक्षक, राखवुं, राख, पगरखुं, अंगरखुं.

रज्-रंज् (खुशकरवुं); रंजन, राग, रंग, मनोरंजक.

रम् (रमवुं, आनंदकरवो); रमत, रमण्य, रमकडुं, रमणीय.

राज् (शोभवुं); राज, राजा, राणी, विराजवुं, राज्यमान.

रुध् ( આડે આવવું ); રોધ, વિરૂદ્ધ, વિરોધ, રૂંધન, અવરોધ.
लक्ष् ( નિહાળવું ); લક્ષ, લક્ષણ, સલક્ષણ, સલખણા, અપલક્ષણ.
लग् ( લાગવું ); લાગ, લગી, લગ્ન, લાગણી, અલગ.
लभ् ( મેળવવું ); લાભ, લબ્ધ, પ્રાલબ્ધ, સુલભ.
लिख् ( લખવું ); લેખ, લેખણ, લખાણ, લેખક, લખિતંગ.
ली ( ગળીજવું ); લીન, લય, લીલા, પ્રલય, તલ્લીન.
वच् ( બોલવું ); વચન, વાચા, વાણી, વક્તા, વાક્ય, વાંચન.
वद् ( બોલવું ); વદવું, વદન, વાદ, વાદી, સંવાદ, અપવાદ.
वर्ण् ( વર્ણન કરવું, રંગવું ); વર્ણન, વર્ણ, સુવર્ણ, વરણ.
वस् ( વસવું ); વાસ, પ્રવાસ, વાસી, નિવાસ, વસ્તી, અપવાસ.
वह् ( વહેવું ); વાહન, વહાણ, પ્રવાહી, વિવાહ, વહેલ, વહાણું.
विद् ( જાણવું ); વિદિત, વેદ, વેદના, વિદ્યા, વૈદ્ય, નિવેદન.
विश् ( પેસવું ); પ્રવેશ, પેસવું, વેશ, આવેશ, સમાવેશ.
वृत् ( હોવું, વર્તવું ); વૃત્તિ, આવૃત્તિ, પ્રવૃત્તિ, વર્તુલ, વર્તણુક, વૃત્તાંત.
शुध् ( શોધન કરવું ); શુદ્ધ, શોધ, શોધન, શુદ્ધિ, પરિશોધ.
शिक्ष् ( શિક્ષા કરવી ); શિખામણ, શિક્ષા, શિખવું, શિખવણી.
श्रु ( સાંભળવું ); શ્રવણ, શ્રુતિ, શ્રોતા, સુણવું.
स्था ( ઉભારહેવું ); સ્થિર, સ્થિતિ, સ્થાન, ઉપસ્થ, દેશસ્થ.
सह् ( સહેવું ); સહન, સહ્ય, અસહ્ય, સહક.
साध् ( સાધવું ); સાધન, સાધ્ય, અસાધ્ય, સાધુ, સાધક.
शुच् ( શોક કરવો ); શોચના, શોક, અપશોક.
सूच् ( ચેતવવું ); સુચના, સુચક, સુજ.
सृ ( સરવું ); સાર. નિસર, પ્રસાર, પસરવું, સંસાર.
सृज् ( સર્જવું ); સૃષ્ટિ, સર્ગ, વિસર્ગ, સરજનહાર, ઉપસર્ગ.
स्तंभ् ( બંધ કરવું ); સ્તંભન, થોભવું, થંભવું, થાંભલો.
स्तृ ( ફેલાવું ); વિસ્તાર, પ્રસ્તાર, અસ્તર.
स्मृ ( યાદ કરવું ); સ્મરણ, સંભારવું, સ્મૃતિ, વિસ્મૃતિ, વિસરવું.
हन् ( મારવું ) હાની, હણવું, વિઘ્ન, હત્યા, ઘાત, ઘાતકી.
हृ ( હરવું ); હરણ, હાર, સંહાર, પ્રહાર, વિહાર, આહાર, ઉદ્ધાર,
ज्ञा ( જાણવું ); જ્ઞાન, જાણ, પ્રતિજ્ઞા, સંજ્ઞા, આજ્ઞા, આણ.

## વિરામચિન્હ.

૧૮૧. **વિરામચિન્હ.**—વાક્યનો અર્થ સ્પષ્ટ જણાવાને માટે, તેમાં વચ્ચે વચ્ચે, ઓછો વત્તો સ્વાસ મુકવાની (અટકવાની) જરૂર પડેછે; આવી રીતે અટકવાને માટે જે નિશાનીઓ વપરાયછે તેને વિરામચિન્હ કહેછે. એમાંનાં મુખ્ય નીચે આપ્યાંછે.

, અલ્પવિરામ—વાક્યના કોઈ અમુક ભાગો એકબીજાથી જુદા પાડવાને વચમાં જે સ્હેજ અટકવું પડે તેનું ચિન્હ:—'કેટલાક સાંધા, જેવાકે કોણી, ઘુટણ, ને ઘુંટી તો મજાગરાની પેઠે વળેછે.'

; અર્ધવિરામ—બે પૂર્ણ વિચારની વચ્ચે અલ્પ વિરામ કરતાં વધારે અટકીએ પણ છેક સ્વાસ મુકી ન દેતાં પાછો બીજો વિચાર જણાવવો એવી રીતે અરધું અટકવાનું ચિન્હ.

: વૃદ્ધિવિરામ—એક પૂર્ણ વિચારને પાછો બીજી રીતે દર્શાવતાં કે તેને લગતી તેવીજ બાબતો કહેતાં વચમાં ઘણો સ્વાસ મુકીએ પણ છેક મુકી ન દેતાં બીજું શરૂ કરવું એવું બતાવનાર ચિન્હ.

. પૂર્ણવિરામ— એક આખો વિચાર કહી રહ્યા પછી પૂરેપૂરો શ્વાસ મુકી દેવો એવા અર્થનું ચિન્હ.

? પ્રશ્નચિન્હ— સવાલ પુછવાનું ચિન્હ:— શું કરોછો?

! ઉદ્‌ગારચિન્હ— આશ્ચર્યતા વગેરે ઓચિંતી લાગણીનું ચિન્હ:— ઓહો! આ તે શું!

- લઘુરેખા— બે પદને એક જેવા બતાવવાનું ચિન્હ.

— ગુરૂરેખા—વૃદ્ધિ વિરામને જેવે અર્થે કંઈ વિશેષ કહેવાનું ચિન્હ. કોઈવાર વૃદ્ધિવિરામને ગુરૂ રેખા ( :— ) આ પ્રમાણે સાથે પણ આવેછે.

આ શિવાય કેટલાંક વિવિધ અર્થે લખવામાં વપરાતાં ચિન્હ નીચે આપ્યાં છે.

= સમાનચિન્હ— સરખાપણું બતાવાનું ચિન્હ:- સત્=સાચું

" " અવતરણચિન્હ— કોઇના કહેલા શબ્દો તેનાતેજ રૂપમાં લખી દેખાડવાનું ચિન્હ:- મહેતાજીએ કહ્યું "સઘળા ઉભાથાઓ."

( ) ચંદ્રાકાર કૌંસ, [ ] કોણાકાર કૌંસ— જે વિશેષ બાબતો કાઢી લેતાં મૂળ અર્થ તુટે નહિ તે કૌંસમાં લખાયછે.

# વાક્યવિચાર.

**૧૮૨.** વાક્યવિચારના બે મોટા ભાગ પાડી શકાય:— **વાક્યરચના અને વાક્યપૃથક્કરણ.**

**૧૮૩.** વાક્યમાં શબ્દો કયે નિયમે ગોઠવવા તથા તેના અન્વય અધિકાર વગેરે બાબતો જાણવી તે વાક્યરચનાના ભાગમાં આવે; અને વાક્યને તોડી તેના ભાગ જુદા કરી તેના વિવિધ સંબંધ ખુલ્લા કરી દેખાડવા તે વાક્યપ્રથક્કરણ કહેવાય.

## વાક્યરચના.

**૧૮૪.** **ક્રમ** = નિયમ પ્રમાણે આવવું— વાક્યમાં કર્ત્તા, ક્રિયાપદ, અને ક્રિયાપદ સકર્મક હોય તો કર્મ, એ ત્રણ મુખ્ય છે. ગુજરાતીમાં કર્ત્તા પહેલો આવે; કર્મ હોય તો તે વચમાં અને ક્રિયાપદ છેડે આવે એવો સામાન્ય ક્રમ છે. 'ઘોડો દોડેછે,' 'છોકરો પાઠ વાંચેછે.'

**૧૮૫.** કર્ત્તાની સાથે વિશેષણ કે વિશેષણના જેવો શબ્દનો સમૂહ ગુણ બતાવવાને આવે તો તે કર્ત્તાના નામની પૂર્વે આવેછે; કર્મની સાથે પણ ગુણવાચકનો એજ સાધારણ નિયમ છે:—'અડ કરવાની ટેવવાળો ને કડકણો ઘોડો સીધો ચાલતો નથી'; આળસુ ને મોડો ઉઠનાર છોકરો પાઠ સારો તૈયાર કરી શકે નહિ.' પણ જો કોઈના ગુણનું વર્ણન કરવું હોય કે સ્થિતિ બતાવવી હોય તો વિશેષણ પાછળ આવે:—'રંગીલદાસ ભલા છે,' 'તે માંદો છે' 'ઈશ્વર મહાકૃપાળુ છે' 'હું એ કામ કરવાને શક્તિવાન નથી'
વળી છઠ્ઠી વિભક્તિનું નામ કે સર્વનામ અને વિશેષણ બેઉ કોઈ નામની સાથે આવે તો છઠ્ઠી વિભક્તિવાળો શબ્દ પહેલો આવે:- 'રાજાનો વડો કુંવર.'

**૧૮૬.** ક્રિયાપદની સાથે કોઈ ક્રિયાવિશેષણ કે ક્રિયાવિશેષણ જેવો શબ્દનો સમૂહ ક્રિયામાં સ્થળ વગેરેના અર્થનો વધારો બતાવવાને આવતો હોય તો તે ક્રિયાપદની પૂર્વે, અર્થ અને મરોડ પ્રમાણે કર્મની પહેલાં કે પછી આવે:—'રામદાસે મને બહુ સમજાવ્યો'; 'તે દરવરસે નિશાળના કામમાં ઘણો ખરચ કરેછે;' પણ નકારવાચક શબ્દો આજ્ઞાર્થ અને નિશ્ચયતાનો અર્થ બતાવવાને વખતે છેડે આવેછે અને ક્રિયાપદ તેની પૂર્વે જાય:— 'તમે બોલશો મા,' 'તેણે પાઠ વાંચ્યો નહિ.'

૧૮૭. ગુજરાતીમાં વાકયના જુદા જુદા મરોડ અને ઢબ ઘણું કરીને બોલવામાં રહેલી છે પણ શબ્દરચના ઘણીખરી બદલાતી નથી. અગત્યના શબ્દ ઉપર ઘણીવાર ભાર મુકીને બોલાયછે અથવા તો તે શબ્દ પહેલો મુકવાનો ચાલ છે. આવી રીતે વખતે ક્રિયાપદ, કે કર્મ પણ પહેલું આવે:—'વાંચ્યું તે લેસન ને ઉઘાડયું નશીબ,' 'ભૂગોળ તો તેં વાંચેલી છે.'

૧૮૮. વખત બતાવનાર ક્રિયાવિશેષણ ઘણીવાર પહેલાં આવેછે. 'ઓણ વરસાદ થોડો થયો;' 'હાલ માંદગી ચાલેછે.'

વાકયરચનામાં મુખ્ય અન્વયના નિયમ જાણવા જરૂરના છે.

૧૮૯. **અન્વય**=એકબીજાની સાથે રૂપમાં મળતા આવવાનો સંબંધ. આવી જાતના રૂપવિકારના બે મુખ્ય સંબંધ છે. ૧ વિશેષ્ય અને વિશેષણ. ૨ ક્રિયાનાથ અને ક્રિયાપદ.

૧૯૦. ૧ વિશેષ્ય–વિશેષણ.— વિશેષ્યની જાતિ, વચન ને વિભકિત પ્રમાણે વિશેષણની જાતિ વચન ને વિભકિત હોયછે, પણ વિભકિતના પ્રત્યય વિશેષણને લાગતા નથી:—કાળો ઘોડો, રાતું બદન, કાળા ઘોડાઓ, સારા માણસને વ૦; અવિકારી વિશેષણનું રૂપ ફરતું નથી માટે ત્યાં આ નિયમ જોવાનો નથી:— લાલ ડગલો, લાલ બદન, લાલ પાઘડી વગેરે.

૧૯૧. એક કરતાં વધારે વિશેષ્ય જુદી જુદી જાતિના હોય તો વિશેષણ નાન્યતર જાતિના બહુવચનમાં આવેછે:—'ભાત, દાળ, અને શાક સારાં હતાં; આવી રીતે ઘણુંકરીને વિશેષણ વિશેષ્યની પછી આવેછે; પણ જ્યારે જુદીજુદી જાતિનાં નામનો સમાસ થયલો હોય ત્યારે તો પૂર્વે અને પછી બેઉ રીતે આવે:— 'ભલાં માબાપને પીડવાં નહિ,' 'તે ધણીધણીઆણી ડાહ્યાં છે.' વગેરે. પણ જો બે નામની વચ્ચે ભિન્નાર્થદર્શક 'કે' આવતો હોય તો તેની પાસેના નામની જાતિ લાગેછે: 'ઘરડો બાપ કે મા;' 'છોકરી કે છોકરો ડાહ્યો હોય.' વ૦.

૧૯૨. માન આપવાને સારૂ નારીજાતિના નામની સાથે વિશેષણ નાન્યતરના બહુવચનમાં આવેછે: 'મહારાણી વિકટોરિયા બહુ ભલાં છે;' 'ગોરાણી ડાહ્યાં છે.' વગેરે.

૧૯૩. એક કરતાં વધારે વિકારી વિશેષણ કોઇ નામને લાગે તો તે નામને વિભકિત લાગતાં બધાંનું રૂપ બદલાય: 'બુરચા ચોઢા અને ધુતારા માણસથી દૂર રહેવું.'

૧૯૪. સર્વનામ—સર્વનામની જાતિ વચન, જે નામને માટે વપરાયલું હોય તે ઉપરથી ઠરેછે; અને વિભક્તિ તો વાક્યના સંબંધ પ્રમાણે હોય:—'કોઈ એક ગાંડો છોકરો હશે. તેને તેની મા જમવા તેડી ગઈ. સાથે તેની નાની બેનપણ હતી.'

૧૯૫. કોઈ આખો વિચાર દર્શાવવાને એક વાક્ય કે શબ્દના સમુહની પછી દર્શક સર્વનામ એ કે તે વાપરેછે, તે નાન્યતર જાતિના એક વચનમાં છે, અને વિશેષણ ને ક્રિયાપદ પણ એજ રૂપે આવેછે:—'તેઓ આગગાડીને રસ્તે આવ્યા એ ડાહ્યું કીધું;' 'ઉભા રહીને કોપી લખવી એ અઘરૂં છે.'

૧૯૬. ઘણાં એકજ જાતિનાં નામ એકવચનમાં હોય તો પણ તેને દર્શાવવાને છેડે 'એ' આવે તો તે પેલાં નામની જાતિના બહુવચનમાં ગણાય:-અને વિશેષણને ક્રિયાપદ પણ તે રૂપે આવે 'છગન, લલ્લુ, અને મણીલાલ એ સારા ગણાતા હતા;' પણ જ્યારે જુદી જુદી જાતિનાં નામ હોય ત્યારે એ નાન્યતર જાતિના બહુવચનમાં છે:—'રામદાસ કાકા, છોટાબેન, અને માજી એ મોડાં આવશે.

૧૯૭. સંબંધી સર્વનામ 'જે' અને તેની પાછળ દર્શક સર્વનામ 'તે' આવેછે તેની જાતિ એક છે પણ વિભક્તિ વખતે જુદી હોય—'જે (છોકરો) કાલે આવ્યો હતો તેને બોલાવો.'

૧૯૮. ક્રિયાનાથ અને ક્રિયાપદ—ક્રિયાનાથની જાતિ વચન પ્રમાણે ક્રિયાપદની જાતિ વચન હોયછે.

૧૯૯. એકજ જાતિનાં બે કે વધારે નામ ક્રિયાનાથ તરીકે આવે તે એકવચનનાં હોય તોપણ તેમની વચ્ચે જો સમાનાર્થ દર્શક (અને, ને, તથા) અવ્યય આવેલો હોય તો ક્રિયાપદ તેની જાતિના બહુવચનમાં આવે:—'જગનનાથ, લલ્લુ ને મોતીરામ મોડા આવ્યા;' પણ જો જુદી જુદી જાતિનાં નામ હોય તો ક્રિયાપદ નાન્યતર જાતિના બહુવચનમાં આવે:—'આજે તમે ઈતિહાસ, કવિતા અને વ્યાકરણ વાંચ્યાં નથી' (કોઈવાર છેલ્લા પ્રમાણે ક્રિયાપદ ફરેછે.)

૨૦૦. પણ જો ભિન્નાર્થદર્શક (કે, અથવા, વા) આવે તો છેલ્લા પ્રમાણે ક્રિયાપદનું રૂપ ફરે; પણ ઘણુંકરીને તે નામના પછી કોઈ, કંઈ, કશું, વાપરવાનો ચાલ છે અને તે પ્રમાણે ક્રિયાપદ નાન્યતર જાતિના એકવચનમાં આવે. જેમ—'સસરો કે વહુ કોઈ આવ્યું નથી;' ઈતિહાસ કે ભૂગોળ કંઈ કીધું નથી.'

૨૦૧. બે કરતાં વધારે જુદી જુદી જાતિનાં નામની વચ્ચે સમાનાર્થ (અને, ને) અવ્યય વાપરીને પણ તેની સાથે 'એમાંનું કોઈ-કંઈ-કશું' વાપરવાનો ચાલ છે; ત્યાં પણ ક્રિયાપદ નાન્યતર જાતિના એકવચનમાં આવે:—જેમકે, 'શેલું, પાઘડી, અને દુપટ્ટો એમાંનું કશું આણ્યું નથી,' 'ગાડી ઘોડો કે ચાકર કોઈ આવ્યું નથી.'

૨૦૨. ક્રિયાનાથમાં જુદા જુદા પુરૂષનાં સર્વનામ હોય તો તેમાં જો પહેલો પુરૂષ હોય તો ક્રિયાપદ પહેલા પુરૂષના બહુવચનમાંજ આવે:—જેમકે 'હું ને તે આવીશું,' 'તું ને હું બેઉ વાંચીશું,' 'હું ને તમે જઈએ છિયે;' 'હું, તું ને તે જઈશું;' વળી પહેલા પુરૂષ સર્વનામની સાથે બીજું કોઈ નામ આપેલું હોય તો પણ ક્રિયાપદ પહેલા પુરૂષના બહુવચનમાં આવે:—'હું ને રંગીલદાસ આવીશું.' પણ જો પહેલો પુરૂષ ન હોય અને બીજા પુરૂષ સર્વનામની સાથે ત્રીજો પુરૂષ સર્વનામ કે કોઈ નામ હોય તો ક્રિયાપદ બીજા પુરૂષના બહુવચનમાં આવે: 'તું ને તે આવતાહો તો ચાલો,' 'રંગીલદાસને તું આવશો તો ઠીક.

૨૦૩. એકવચનના ક્રિયાનાથની સાથે માનાર્થે ક્રિયાપદ બહુવચનમાં આવેછે:—જેમકે 'ગોરજી મહારાજ પધાર્યા,' 'બાપાજીને કેમ બોલાવ્યા?' જો નારી જાતિનું નામ હોય તો માનાર્થે ક્રિયાપદ નાન્યતર જાતિના બહુવચનમાં આવે:—જેમકે, 'રાણીજી બોલ્યાં', 'સાસુજીને કેમ ચિઢવ્યાં?'

૨૦૪. વિભક્તિ—બે કે વધારે નામ એકજ વિભક્તિમાં આવે તો ઘણું કરીને છેલ્લા નામને વિભક્તિનો પ્રત્યય લાગેછે;-જેમકે 'ધણીધણીઆણી અને છોકરાંનો એકજ સ્વભાવ છે' 'ગરીબ અને તવંગરને સરખોજ ન્યાય આપવો.' પણ જો એવી રીતે સર્વનામ આવતાં હોય તો પ્રત્યેકને છૂટો પ્રત્યય લાગેછે:—જેમકે મારો, તમારો અને તેનો એકજ વિચાર છે. કોઈવાર રૂપ ન ફરે તો છેડે પણ આવે:—જેમકે 'હું, તું, અને તેથી કંઈ થાય નહિ.'

૨૦૫. કોઈવાર નામને પણ જુદા જુદા દર્શાવવાને એકજ વિભક્તિમાં હોય તો પણ પ્રત્યય પ્રત્યેકને છૂટો લાગેછે;—'રામદાસને, તેના ભાઈને, બેનને, એ બધાંને તેડી લાવજો.

## વાકયપ્રથકકરણ.

૨૦૬. એક પૂર્ણ વિચાર જણાય એવા શબ્દના સમૂહને વાકય કહેછે. પૂર્ણ વિચાર કહેતાં ઓછામાંઓછી બે બાબત જોઈએ. (૧) વિચારનો વિષય, અને (૨) તે વિષયને વિષે જે કહેવાનું તે. આ ઉપરથી વાકયના મુખ્ય બે ભાગ ઠરે—**કર્તૃપક્ષ** અને **ક્રિયાપક્ષ.**

૧. કર્તૃપક્ષ.—જે વિષય વિષે કંઈ કહેવામાં આવે તે.

૨. ક્રિયાપક્ષ.—તે વિષય વિષે જે કંઈ કહેવાય તે.

૨૦૭. કર્તૃપક્ષમાં મુખ્ય કર્ત્તા અને ક્રિયાપક્ષમાં મુખ્ય ક્રિયાપદ—આ ઉપરથી ઓછામાં ઓછા બે શબ્દ વગર વાકય બને નહિ; કર્ત્તા-કર્તૃપદ અને ક્રિયાપદઃ—જેમકે 'પક્ષી ઉડેછે,' 'તે ગયો.'

વાકય ૩ પ્રકારનાં હોઈ શકે—**સાદું, સાન્વય,** અને **સંયુકત.**

૨૦૮. સાદું વાકય—જેમાં એકજ કર્તૃપક્ષ અને એકજ ક્રિયાપક્ષ આવે તેઃ—'રામજી સિધાવ્યા,' 'ઘોડો દોડેછે.'

૨૦૯. કર્તૃપક્ષ.—કર્તૃપક્ષમાં નામ, સર્વનામ, વિશેષણ અને કોઈવાર શબ્દનો સમૂહ કે આખું વાકય કર્ત્તા તરીકે આવે; આને 'સાદો કર્ત્તા' કહેછે.

નામ—'રામદાસ આવ્યો,' 'ગાય બરાડેછે,' 'ઝાડ ઉગેછે.'

સર્વનામ—'તેઓ આવેછે,' 'હું જાઉંછું,' 'એ ઠીક છે,' વ૦

વિશેષણ—'પૈસાદાર દુખીઆ છે,' 'ગરીબ સુખી છે.'

શબ્દનો સમૂહ—રાત્રે બહુ વાંચવું ઠીક નથી.

૨૧૦. કર્તૃપક્ષમાં કર્ત્તાની સાથે વિશેષણ કે વિશેષણ જેવા શબ્દો તેનો ગુણ બતાવવાનેઆવેછે, તે **કર્ત્તાવિવર્ધક** કહેવાય; અને આ વિશેષણ અને કર્તૃપદ સાથે લઈને, તેને પૂર્ણ કે વિવર્ધિત કર્તૃપદ એવું નામ અપાય.

કર્ત્તાવિવર્ધક—કર્ત્તાવિવર્ધક તરીકે વિશેષણ, છઠ્ઠી વિભકિતનું નામ કે સર્વનામ, સમાનાર્થે પ્રથમા વિભકિતનું નામ, અને કોઈવાર શબ્દનો સમૂહ વિવિધ રીતે આવેછે.

વિશેષણ—રાતો ઘોડો ઠીક દોડેછે.

છઠ્ઠી વિભક્તિનું નામ—સર્વનામઃ—રાજાનો કુંવર ડાહ્યો છે. તેની છોકરી માંદી છે. [કર્ત્યો.

સમાનાર્થ પ્રથમા—પેઢીવાળાનો છોકરો રામદાસ ગાંડો નિ-

શબ્દનો સમૂહ—બીબાં ગોઠવવાનું કામ અઘરૂં છે;

૨૧૧. **ક્રિયાપક્ષ.**—ક્રિયાપક્ષમાં મુખ્ય ક્રિયાપદ છે. ક્રિયાપદમાં અકર્મક અને સકર્મક એવા બે વર્ણ છે. કેટલાંએક અકર્મક ક્રિયાપદ જેવાંકે હો, થા, દેખા, રહે, એવાં ક્રિયાપદોની સાથે કોઇવાર કોઇ નામ કે વિશેષણ આવે ત્યારે તેનો અર્થ પૂર્ણ સમજાય; આ શબ્દો તેના **ક્રિયાપૂર્ણી** કહેવાય. 'તે માંદો છે,' 'હું નોકર રહ્યો,' 'આ ટોપી તમને સારી દેખાયછે;' પણ એવાં અકર્મક ક્રિયાપદ થોડાં છે તેથી ક્રિયાપૂર્ણીનો ભાગ જુદો ન પાડતાં ક્રિયાપૂર્ણી અને ક્રિયાપદ સાથે લઇ તેને ક્રિયાપક્ષમાં ગણેછે.

૨૧૨. સકર્મક ક્રિયાપદની સાથે પણ તેનો પૂર્ણ અર્થ બતાવનારા શબ્દો આવેછે, આ શબ્દો ખરૂં જોતાં ક્રિયાપૂર્ણી જેવાજ છે; પણ સકર્મક ક્રિયાપદનો મોટો જથો છે તેથી એની સાથે ક્રિયાપૂર્ણીને જુદો વર્ગ પાડી બતાવવો જરૂરનો છે; એને **કર્મ** એજ સામાન્ય સંજ્ઞા આપી છેઃ—તે ચોપડી વાંચેછે.

૨૧૩. કર્મ—જે વર્ગના શબ્દો કર્ત્તા તરીકે આવેછે તેજ વર્ગના શબ્દો કર્મ તરીકે આવેછે; અને એ પણ કર્ત્તાની પેઠે તેટલીજ રીતે વધારી શકાય, વળી કેટલાંએક દ્વિકર્મી ક્રિયાપદને બે કર્મ લાગેછે તેમાં ખરો તે ઉપસ્થ, અને જેના સંબંધી કંઈ ક્રિયા થાય તે અનુપસ્થ કર્મ કહેવાયછે.

૨૧૪. વળી ક્રિયાપક્ષમાં, ક્રિયાપદની સાથે ક્રિયાવિશેષણ કે ક્રિયાવિશેષણ જેવો શબ્દનો સમૂહ તેના અર્થમાં વધારો કરવાને આવેછે; આવા શબ્દોને **ક્રિયાવૃદ્ધિ** કહેછે. (ક્રિયાપૂર્ણી વગર ક્રિયાપદનો અર્થ અધુરો રહે પણ ક્રિયાવૃદ્ધિ વગર અર્થ અધુરો રહે નહિ. માટે ક્રિયાવિવર્ધક શબ્દોને ભૂલે ક્રિયાપૂર્ણીમાં ન લેવા.)

૨૧૫. ક્રિયાવૃદ્ધિ.—ક્રિયાવિશેષણમાં જે વિવિધ અર્થો રહેલા છે તે પ્રમાણે સ્થળ, કાળ, રીતિ, વગેરેના અર્થોનો ક્રિયાવૃદ્ધિથી ક્રિયાપદમાં વધારો થાયછે, 'તે જલદી દોડેછે,' 'હું પાટલી ઉપર બેસીશ,' 'તમે ક્યારે આવશો?' 'તે ખોડંગતો ખોડંગતો ચાલેછે.' વ૦

ઉપર પ્રમાણે સાદા વાકયમાં, કર્તૃપક્ષ અને ક્રિયાપક્ષના પેટાવર્ગ ગણતાં છ ભાગ થાયછે; તે નીચેના વાકયમાં બતાવ્યા છે.

| | કર્તૃપક્ષ. | | ક્રિયાપક્ષ. | | | |
|---|---|---|---|---|---|---|
| | કર્ત્તા વિવર્ધક | કર્તૃપદ | કર્મવિવર્ધક | કર્મ | ક્રિયાવૃદ્ધિ | ક્રિયાપદ |
| વાક્ય | હુશિયાર | છોકરો | પોતાના | પાઠ | જલદીથી | શીખેછે. |

૨૧૬. સાન્વય વાક્ય— બે કે વધારે વાક્ય સમાનાધિકારે જોડાયલાં હોય તો તે આખું વાકય સાન્વયવાક્ય કહેવાય:— 'તમે આવ્યા, પણ હું તૈયાર થયો નથી;' તે આવ્યો અને હું એ તૈયાર છું.

૨૧૭. કોઈવાર એક કર્તાની સાથે બે ત્રણ ક્રિયાપદ, બે ત્રણ કર્તાની સાથે એક ક્રિયાપદ, અને એક સકર્મક ક્રિયાપદની સાથે બે ત્રણ કર્મ આવે ત્યારે તેવાં વાક્યોમાંથી કર્તા, ક્રિયાપદ કે કર્મની સંખ્યા જેટલાં જુદાં વાક્ય બનાવી શકાય; આવાં આખાં વાક્યને સંકોચ્યાતવાક્ય કહેવાય:—'હું અને તે આવીશું.' 'તે આવ્યો ને જમવા બેઠો;' 'તેણે સ્લેટ, પેન, ને ખડિયો ખોઈ નાંખ્યાં.'

૨૧૮. સંયુક્તવાક્ય— જેમાં એક મુખ્ય વાક્ય હોય; અને બીજાં વાક્યો તે આખા વાકયના ઉપર કે તેના કોઈ ભાગના ઉપર આધાર રાખનારાં હોય ત્યારે તે આખું વાક્ય સંયુક્તવાક્ય કહેવાય; સંયુક્તવાકયમાં, જેમાં મુખ્ય કર્તૃપદ ને ક્રિયાપદ આવ્યાં હોય તે મુખ્યવાક્ય અને બીજાં આધાર રાખનારાં તે ઉપવાક્ય કહેવાય:—'મહેતાજીએ કહ્યું કે કાલે હું જરા મોડો આવીશ;' 'હું આવીશ ત્યારે તમારા પરીક્ષાના કાગળો લેતો આવીશ.' એમાં 'મહેતાજીએ કહ્યું' અને 'તમારા પરીક્ષાના કાગળો લેતો આવીશ' એ મુખ્ય વાકયો છે અને બીજાં ઉપવાક્યો છે.

વાકયયોગીના વિવિધ અર્થ ઉપરથી ઉપવાક્ય મુખ્ય વાકયની સાથે કેવો સંબંધ દર્શાવવાને આવેલું છે, તે કહી શકાય

૨૧૯.. સાન્વય અને સંયુકતમાંથી પ્રત્યેક વાકય જુદું લઈએ તો સાદા વાકય પ્રમાણે તેનું પ્રથક્કરણ થાય વાકયયોગી ઉપરથી વાકયના વિવિધ સંબંધ કહી શકાય પણ તે વાકયનો ભાગ નથી. એટલે પ્રથક્કરણ કરતાં કોઈ ભાગમાં લેવાય નહિ.

## પદચ્છેદ.

પદચ્છેદ.—વાક્યના દરેક શબ્દને જુદો લઈ વ્યાકરણના સંબંધમાં તેને લગતી સઘળી બાબતો કહેવી એનું નામ પદચ્છેદ કરવું અથવા વ્યાકરણ કરવું.

શબ્દના વર્ગ સારી રીતે ઓળખવા એ પદચ્છેદનો મૂળ પાયો; એની સાથે નામ સર્વનામ અને વિશેષણના પ્રકાર તથા તેની જાતિ વિભક્તિ ને વચન કહેવાં એનું નામ સાદું પદચ્છેદ;

શબ્દોના વર્ગ, તેના પ્રકાર, નામ વગેરેની જાતિ, વિભક્તિ, વચન; ક્રિયાપદનો મૂળ, ભેદ અર્થ કાળ પ્રયોગ વગેરે, તથા અવ્યયના પ્રકાર અને એ સર્વેનો વાક્યમાં યોગ્ય સંબંધ બતાવવો એનું નામ સંપૂર્ણ પદચ્છેદ કહેવાય.

### સંપૂર્ણ પદચ્છેદ કરવાની રીત.

નામ—નામની સાથે તેનો પ્રકાર, જાતિ, અર્થસાથે વિભક્તિ, તથા વચન અનુક્રમે કહી, પછી તેનો વાક્યસંબંધ કહેવો.*

સર્વનામ—નામપ્રમાણે.

વિશેષણ—વિશેષણનો પ્રકાર કહી, પછી તેના વિશેષ્ય (ફલાણા) પ્રમાણે જાતિ વચન.–એમ કહેવું અથવા તેનો વિશેષ્ય કહી, જાતિ વચન છૂટાં કહેવાં.

ક્રિયાપદ—ક્રિયાપદનો વર્ગ, મૂળ, ભેદ, અર્થ, કાળ, પુરૂષ, જાતિ, વચન અને તેનો કર્ત્તા કર્મ ને ક્રિયાનાથ કહી પછી પ્રયોગ કહેવો;

અવ્યય—અવ્યયનો પ્રકાર અર્થ અને વાક્યનો સંબંધ કહેવો.

**નમુના— ૧. બાપુભાઈ ડાહ્યો છોકરો છે.**

બાપુભાઈ—વિશેષનામ, નરજાતિ, કર્ત્તાર્થે પ્રથમાનું એકવચન; 'છે' ક્રિયાપદનો કર્ત્તા અને ક્રિયાનાથ.

ડાહ્યો—વિકારી ગુણવાચક વિશેષણ, એનો વિશેષ્ય 'છોકરો.'

છોકરો—સામાન્યનામ, નરજાતિ, 'બાપુભાઈ' ને સમાનાર્થે પ્રથમા વિભક્તિ 'છે' ક્રિયાપદનો ક્રિયાપૂર્ણી.

---

* હરેકમાં બરાબર રીતે બોલવાની રીત નમુના વાંચ્યાથી માલમ પડશે.

છે—અકર્મક ક્રિયાપદ. 'હો' મૂળ, મૂળભેદ, નિશ્ચયાર્થ વર્ત્તમાનકાળ, ત્રીજો પુરૂષ, નરજાતિ ને એકવચન, એનો કર્ત્તા અને ક્રિયાનાથ 'બાપુભાઇ;' અકર્મક કર્ત્તરિપ્રયોગ.

૨. તેણે બધા પાઠ કીધા છે.

તેણે—પુરૂષવાચક સર્વનામ ત્રીજો પુરૂષ નરજાતિ કર્ત્તાર્થે તૃતીયાનું એકવચન; 'કીધા છે' ક્રિયાપદનો કર્ત્તા.

બધા—બહુઅર્થવિશેષણ એના વિશેષ્ય 'પાઠ' પ્રમાણે જાતિ વ૦.

પાઠ—સામાન્યનામ, નરજાતિ, કર્માર્થે દ્વિતીયાનું બહુવચન; 'કીધા છે' ક્રિયાપદનું કર્મ અને ક્રિયાનાથ.

કીધા છે—સકર્મક ક્રિયાપદ 'કર' મૂળ, મૂળભેદ, નિશ્ચયાર્થ, ભૂતવર્ત્તમાનકાળ, નરજાતિ, ત્રીજો પુરૂષ ને બહુવચન, 'તેણે' કર્ત્તા, 'પાઠ' કર્મ અને ક્રિયાનાથ; સકર્મક કર્મણિપ્રયોગ.

૩. બાપાએ મને તેજ ઘડિયાળ આપવાનું કહ્યું હતું.

બાપાએ—સામાન્યનામ, નરજાતિ, કર્ત્તાર્થે તૃતીયાનું એકવચન, 'કહ્યું હતું' ક્રિયાપદનો કર્ત્તા.

મને—પહેલો પુરૂષ સર્વનામ, સામાન્ય જાતિ, સંપ્રદાનાર્થે ચતુર્થીનું એકવચન; 'આપવાનું' કૃદંતનું અનુપસ્થ કર્મ.

તે—દર્શક વિશેષણ, એનો વિશેષ્ય ઘડિયાળ.

જ—નિશ્ચયાર્થદર્શક ક્રિયાવિશેષણ અવ્યય.

ઘડીયાળ—સામાન્યનામ, નારીજાતિ, કર્માર્થે દ્વિતીયાનું એકવચન, 'આપવાનું' કૃદંતનું કર્મ.

આપવાનું—ભવિષ્ય કૃદંત-સામાન્યકૃદંતનામ તરીકે વપરાયલો; 'કહ્યું હતું' ક્રિયાપદનું કર્મ અને ક્રિયાનાથ.

કહ્યું હતું—સકર્મક ક્રિયાપદ, 'કહે' મૂળ, મૂળભેદ, નિશ્ચયાર્થ, દ્વિત્વ ભૂતકાળ, ત્રીજો પુરૂષ, નાન્યતરજાતિ, એકવચન, 'બાપાએ' એ કર્ત્તા, 'આપવાનું' એ કર્મ અને ક્રિયાનાથ; સકર્મક કર્મણિ પ્રયોગ.

૪. કહેવું એ તો સ્હેલ.

કહેવું— સામાન્યકૃદંતનામ 'એ' ને સમાનાર્થે પ્રથમા વિભક્તિ.

એ— દર્શક સર્વનામ, નાન્યતરજાતિ, કર્ત્તાર્થે પ્રથમાનું એકવચન 'છે' અધ્યાહાર ક્રિયાપદનો કર્ત્તા અને ક્રિયાનાથ.

તો— નિશ્ચયાર્થ ક્રિયાવિશેષણ અવ્યય.

સ્હેલ— અવિકારી ગુણવાચક વિશેષણ, એનો વિશેષ્ય 'એ'

૫. કાળીદાસ એક ઘણો નામાંકિત કવિ થઈગયો.

કાળીદાસ—વિશેષ્યનામ, નરજાતિ, કર્ત્તાર્થે પ્રથમાનું એકવચન; 'થઈગયો' ક્રિયાપદનો કર્ત્તા અને ક્રિયાનાથ.

એક— સંખ્યાવાચક વિશેષણ એનો વિશેષ્ય 'કવિ'

ઘણો— અત્યર્થે ક્રિયાવિશેષણ અવ્યય; એ 'નામાંકિત' વિશેષણના અર્થમાં વધારો બતાવેછે. ['કવિ'

નામાંકિત—અવિકારી ગુણવાચક વિશેષણ; એનો વિશેષ્ય

કવિ—સામાન્યનામ, નરજાતિ, 'કાળીદાસ' ને સમાનાર્થે પ્રથમા વિભક્તિ, 'થઈગયો' ક્રિયાપદનો ક્રિયાપૂર્ણી.

થઈગયો— અકર્મક સંયુક્ત ક્રિયાપદ 'થા' મૂળ, મૂળભેદ, નિશ્ચયાર્થે ભૂતકાળ, નરજાતિ ત્રીજો પુરૂષ ને એકવચન, 'કાળીદાસ' કર્ત્તા ને ક્રિયાનાથ, અ૦ કર્ત્તરિ પ્રયોગ.

૬. મારાથી હાલ જરા અઢેલીને બેસાયછે.

મારાથી—પહેલો પુરૂષ સર્વનામ, સામાન્ય (નર કે નારી) જાતિ, કરણાર્થે પંચમીનું એકવચન.

હાલ—વખત બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય; 'બેસાયછે' ક્રિયાપદના અર્થમાં વધારો કરેછે.

જરા— અલ્પાર્થ ક્રિયાવિશેષણ અવ્યય; 'બેસાયછે' ના અર્થમાં વધારો કરેછે. [તરીકે વપરાયલો.

અઢેલીને—સંબંધકભૂત કૃદંત, રીત બતાવનાર ક્રિયાવિશેષણ

બેસાયછે—અકર્મક ક્રિ૦ 'બેસ' મૂળ, શક્યભેદ નિશ્ચયાર્થે દ્વિત્વ-વર્ત્તમાનકાળ, નાન્ય. જા. ત્રીજો પુરૂ૦ એકવ૦ ક્રિયા-પદનો ભાવ 'બેસવાનું' એ કર્ત્તા ને ક્રિયાનાથ, ભાવે પ્ર૦